નવીન —[illegible]— નવીન

શ્રી ગણેશાય નમઃ

121

# શ્રી અંબીકા વિજય નવિન.

Reg No. 7

સલોખા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર

હવે ગંગાશંકર અંબારામ.

મુ. દેવીપુરા વતન મીઠા.

આવૃતિ ૨ જી–સં. ૧૯૭૮–સને ૧૯૨૧ પ્રત ૧૦૦૦

રીચીરોડના પુલ નીચે શ્રીજૈનવિદ્યાવિજય પ્રેસમાં
. પોપટલાલ અમથાભાઇએ છાપ્યું–અમદાવાદ ૧૧૬

કીમત રૂ. ૦–૪–૦

કીમતના પૈસા પરમાર્થમાં વપરાશે.

॥ ૐ ॥

સર્વે સદગ્રહસ્થો તથા શ્રી દશનામી બંધુઓને ખબર આપવામાં આવે છે કે, અમારા તરફથી "ગુરૂવચન ગ્રંથાવલી" નામનું પુસ્તક તૈયાર છે. અને જેમાં સનાતન ધર્મ, સત્સંગ વિષે, ગુરૂ મહિમા વિષે, સંતોના કર્તવ્ય, સંતોના લક્ષણ, ગુરૂદત્તાત્રયનો મહિમા, આત્માને ઉપદેશ, આશા કેવી છે, તે વિષે ખરૂ સુખ શેમાં રહેલું છે? જેવા ઊંચ વિષયો તથા શ્રી દશનામી ગોસ્વામી વિષે જાણવા જોગ હકીકત દર્શાવી છે. "દુનીયામાં ગુરૂ પ્રતાપે સર્વે મનકામનાઓ પરિપુર્ણ થાય છે હવે જુજ નકલો પડી છે માટે જલદી નીચેના શીરનામે લખી ખરીદ કરો કિમત માત્ર. ૦–૪–૦

શીરનામું,

સ્વામીજી મહાદેવપુરી રામપુરીજી.

મુ. ખારા તા. મહેસાણા

પોસ્ટ અલોલ (ઉત્તર ગુજરાત)

---

તા. ક.–ચાર આનાની પોસ્ટ ટીકીટો બીડી મોકલવાથી પુસ્તક રવાના કરવામાં આવે છે માટે જલદી મંગાવો આવો અમુલ્ય લાભ લેવા હરિજન ચુકશે નહિ. " ૐ નમઃ શીવાય" સત્ય છે.



અંબાજી જીર્ણોદ્ધારમાં જે મદદ કરેલ છે, અને ચોપડીઓ છપાવવામાં જે સજ્જન પુરૂષોએ સહાયતા આપી છે તેમનો આ સ્થળે આભાર માનવામાં આવે છે. તેમનું માતાજી કલ્યાણ કરો. એવી મારી આશીશ છે.

લા. ગંગાશંકર.

નવીન —તદ્દન— નવિન

શ્રી ગણેશાય નમઃ

# શ્રી અંબીકા વિજય નવિન.

શલોકા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર,

દવે ગંગાશંકર અંબારામ.

મુ. દેવીપુરા વતન મોઠા.

આવૃતિ ૨ જી—સં. ૧૯૭૮—સને ૧૯૨૧—પ્રત ૧૦૦૦.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઇએ છાપી રીચીરોડ—અમદાવાદ. નં. ૧૧૬

કીંમત રૂ. ૦—૪—૦

કીમતના પૈસા પર્માર્થમાં વપરાશે.

# મહાત્મા તુલસીદાસની સાખી.

સંસ્કૃતજનને દીનતા, પરસ્ત્રી માત સમાન;
એટલેથી હરી ના મલે, તો તુલસીદાસ જમાન. ૧
કહાં કાશી કહાં કાશ્મીર, ખુરાસાન ગુજરાત;
તુલસી એસે જીવનકું, પ્રારબ્ધ લે જાત. ૨
આવ નહી આદર નહી, નહી નેનમે નેહ;
તુલસી વા ઘર મત જાઇએ, ભલે કંચન વરસે મેહ. ૩
આવ હોય આદર હોય, હોય નેનમે નેહ;
તુલસી વા ઘર જાઈએ, ભલે ભાલા વરસે મેહ. ૪
તુલસી પરઘર જાય કે, અપને દુખ નહિ રોય;
અપના ભરમ ના ગુમાઇયે, હોનારી સો હોય ૫
સબ સોનેકા નગર બન્યા, પારસમણીકા પોલ;
તુલસી હરીની ભક્તિ બીના, જમડા કરે ધમરોલ. ૬
ઢોર ઘડતાં મનુષ્ય ઘડયો, ભુલ્યો સીંહને પુંછ;
તુલસી હરીકી ભક્તિ બીન, ધીક દાઢી ધીક મુંછ. ૭
તુલસી પંછી પીનસે, ઘટે ન સરીતા નીર;
ધર્મ કીયે ધન ના ઘટે, સાય કરે રઘુવીર. ૮
તુલસી ગરીબ ન સતાવીયે, બુરી ગરીબકી હાય;
મુઆ ઢોરકે ચામસે લોહા ભરમ હો જાય. ૯
રામ નામ સબ કોઇ કહે, ઠગઠાકોર ઓર ચોર;
વિના પ્રેમ રીઝે નહી, તુલસી નંદકીસોર; ૧૦
તુલસી નીચે જનસે, બને ન ઊંચો કામ.
મઢતે નગારા ન બને, ચુવા કેરે ચામ. ૧૧

| ૐ | અંબીકાયે નમઃ | ૐ |
|---|---|---|
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| અંબીકા | | અંબીકા |
| ૐ | અંબીકાયૈ નમઃ | ૐ |

અંબા ભવાનિ જગદંબ કરો સહાય,
આશાપુરી મન સદા તમ ભક્તિ રહાય ॥

હસ્તે ત્રિશુળ ધરીને અસુરો વિદાર્યા,
સંકટમાંથી નિજ સેવકને ઉગાર્યા ॥ ૧ ॥

## श्लोक अंबा स्तुति.

जगन्मात र्मातस्तव चरण सेवा न रचीता ॥
नवादतं [illegible]पे भूयस्तवमया ॥
तथापीत्व स्नेहमई नीरुपमयंत्म कुरुषे ॥
कुपुत्रोजायेत कचिदपिकु मातान भवति ॥ १ ॥



## ગણપતી સ્તુતિ.

ઉઠ પ્રભાત સમર લે તુ, શ્રી ગણેશ દેવા;
માતા જાકી પાર્વતીને, પીતાશંકર દેવા. ટેક.

એક દંત દયાવંત, ચાર ભુજા ધારી;
મસ્તકે સિંદુર સોહે મુસ્કકી અસવારી— ઉઠ પ્રભાત.

ચડનેકુ પાન ફુલ, ખાનેકુ મેવા;
સકળ સૃષ્ટી તમ કુદરત, શંકર મહાદેવા—ઉઠ પ્રભાત.

સંગ સીધી બુધી નારી, ચમર નિત્ય કરે;
વાકો નામ નીત્ય લીજે, સરવ વિઘ્ન હરે.—ઉઠ પ્રભાત.

કનકપાળ મુક્તમાળ, જાત સહુ વારી,
તાનશેન ગજાનંદ, ગાવત શુભ કારી—ઉઠ પ્રભાત. ૪

### પદ ૧ લું.

આજની ઘડી રળીયામણી
અંબે માત પ્રગટયાની વધામણી હોજીરે; આજ૰

રૂડો રૂપેરી ઈન્દુ ઉગ્યો આજ છે રે,
ધર્મ સ્થાપવા પ્રગટ્યાં જગ માત છે હોજી રે. આજ૰ ૧

શુભ વાર તીથી નક્ષત્ર ઘડી રે.
અંબે માત પ્રગટ્યાં દયા કરી હોજી રે. આજ. ૨

આવો આજ આપણે મળો ઉમંગથી રે,
ગાવો ગુણ અંબેમાના આનંદથી હોજી રે. આજ. ૩

અંબે અંબે કહી નાચવાને લાગીએ રે
અંબે માત પાસે ભકતી ભાવે માગીએ રે. આજ. ૪
આશાસુરીને ભજીને લાવો લીજીએ રે,
તેની કીરતી ઠામો ઠામ કીજીએ હોજી રે. આજ. ૫
અંબે પડછો આપીને પ્રગટ થયાં રે,
શેવક લોકોનાં દુખ દુર ગયાં હોજી રે. આજ. ૬
દેવીપરેથી ઉગમણો મુકામ છે રે,
જુનાગોડ નામથી ધામ છે હોજી રે. આજ. ૭
ત્યાં તો કામ ચાલુ થયું માજી ધામનું રે.
ઘણો હર્ષ થયો છે બધા ગામને હોજી રે. આજ. ૮
ઘણો પરીશ્રમ લેઇને કામ આદરયું રે,
ગામ લોકોના મનમાં બહુ ગમ્યું હોજી રે. આજ. ૯
દાસ ગંગારામ હેતે કરી ગાય છે રે,
રોમ રોમમાં ઉમંગ ઉભરાય છે હોજી રે. આજ. ૧૦

પદ ૨ જું—રાગ દેશ.

મારી લાજ તમારે હાથ અંબે નીભાવજો રે,
અંબે માજી દયા અદભૂત દરશાવજો રે. મારી. ૧
સંકટથી સોસાઉ ભારી, લેજો અંબા તમો ઉગારી.
હાલ ગયો છું હારી માત બચાવજો રે. મારી. ૨
કર્મ કઠણ માઠા ગ્રહ બેઠા, હાથ પડયા છે હમણાં હેઠા.
અંબેમા કયાં બેઠાં, મુને બતાવજો રે. મારી ૩
દુઃખમાંથી લેજો મા તારી, ભાવ ભકતી જોજો માડી;
સેવક કેરૂ માજી નાવ નિભાવજો રે. મારી. ૪
મશ્કરી નવ થાય મારી, અપમાન નવ પામું માડી;

ઠામો ઠામ આવીને બચાવજો રે. મારી. ૫
અંબે માજી ત્રીશુળ ધારી, સેવકો લીધા ઉગારી;
તેવી રીતે યશ કીરતી કરાવજો રે. મારી. ૬
મદદ કરી છે ગામે સારી, હરખ ઘણો છે સૌને ભારી;
દરશન સૌને હેત કરી કરાવજો રે. મારી. ૭
આરાસુરમાં અંબે માડી, દરશન આપ્યાં સંકટ ટાળી;
હેત કરીને પંચ તીરથ કરાવજો રે. મારી. ૮
સેવકની અરજી જાણીને, આવ્યાં અંબે ચીત્ત ધારીને;
જીર્ણોદ્ધાર સુખેથી કરાવજો રે. મારી. ૯
અંબેમાને હેતે સંભારૂ, અંબે પદ લાગે છે પ્યારૂ;
ગંગારામની વિનતી રૂદે ધરાવજો રે. મારી. ૧૦

પદ ૩ જું—રાગ કૃષ્ણ જીવન ક્યારે આવશે.

ગામ દેવીના પુરા મધે, જુનાગોડમાં વાસ;
તળાવ છે ત્યાં સોભતુ, રૂડા દેખાય અવાસ. ગામ. ૧
ગામમાં સૌ જન શોભીતા, રૂડો ગામનો સંપ;
ઉદ્યમના નહી આળસુ, એવા હુંશીલા જન. ગામ. ૨
પુન્યમાં તે બહુ ઢુંકડા, એવા કરતા વિચાર;
ખરા ખોટાને ઓળખે, ધન્ય એ વસનાર. ગામ. ૩
અંબાના કામમાં હુશીલા, ક્યારે થાય મુકામ;
એવો પુરૂષ તો કોઇ નહી, જાતે ઉઠાવે કામ. ગામ ૪
મુદત કરી ગામે શોભીતી, ધામ કરવા આવાર;
પોતાના ગોરને હેતે કરી, ત્યાં કર્યું નીરધાર. ગામ. ૫
કામ તો સારૂં તમે કરશું, ગામ કહે છે રે આજ;
જીર્ણોદ્ધાર હેતે કરો, અંબેમા રાખે લાજ. ગામ. ૬

દેવીએ દર્શન આપીયું રે, ધન્ય છે તમારો પ્રેમ;
સદાય અંબેપર ભાવના, રૂડો રાખો છો નેમ. ગામ ૭
ગામને આશીશ દેઉં છું, થાજો લીલા લેહેર;
જેવો સંપ તેવો રાખજો, નવ કરવું રે ઝેર. ગામ. ૮
ધન્ય છે તમારી બુદ્ધીને, રૂડો ગામનો ઠાઠ;
હેતે કરી કામ કીજીએ, કરવા માજીનો ઘાટ. ગામ. ૯
'ગામ તે સર્વે બોલીયું, કરો દવેજી કામ;
વિનંતી કરે દાસ તાહરો ગંગારામ છે નામ. ગામ ૧૦

પદ ૪ થું—રાગ હો લેરી અંબાય રે.

આરાસુરમાં મુકામ છે, હો લેરી અંબાય રે. ૧
તમો વિચારયુ મનમાંહારે, હો લેરી અંબાય રે. ૨
ગામ દેવીના પુરા મધે, હો લેરી અંબાય રે. ૩
તમો પ્રગટ થયાંછો મા ત્યાંયરે. હો લેરી અંબાયરે. ૪
જુનાગોડમાં મુકામ છે. ,, ,, ૫
આસો શુદી દશમ કેવાય રે. ,, ,, ૬
તે દીન બ્રાહ્મણ હવન કરે. ,, ,, ૭
કરે ગામ ઉજાણી ત્યાંય રે. ,, ,, ૮
વાજીંત્ર તે બહુ વાગતાં. ,, ,, ૯
બહુ વાગે ડમરૂ ડાક રે. ,, ,, ૧૦
તે દીને ત્યાં રથ નીકળે. ,, ,, ૧૧
બહુ આનંદ ઓચ્છવ થાયરે. ,, ,, ૧૨
શીતળા માતા છે શોભતાં. ,, ,, ૧૩
બહુ કુલેરનો હગ થાય રે. ,, ,, ૧૪
ભોળા શંભુની છે સ્થાપના; ,, ,, ૧૫

નથી કોઇ પ્રકારનુ મુકામ રે. ,, ,, ૧૬
રૂડા તે નીલકંઠ શોભતા. ,, ,, ૧૭
રૂડા અભિશેક ત્યાં થાય રે. ,, ,, ૧૮
કોઈ શેવક નકી જાગીઓ. ,, ,, ૧૯
મેં વીચારયું મન માંય રે. ,, ,, ૨૦
દાસ ગંગરામ વિનવે. ,, ,, ૨૧
હું લળી લળી લાગુ પાય રે. ,, ,, ૨૨

પદ ૫ મું—રાગ ગરબો.

આરાસુરમાં તે અંબે માડો, ગબ્બર ગોખ વાળી રે ટેક.
તમો બેઠાં છો દીન દયાળી, ગબ્બર ગોખ વાળી રે. ૧
માના પારે સોનીડો આવે. ,, ,, ૨
અંબે માને ઝાંઝરાં લાવે. ,, ,, ૩
લાવી અંબેના ચરણે ચડાવે. ,, ,, ૪
તેનાં સંકટ સર્વે દુર જાવે. , ,, ૫
માના પારે ડોસીડો આવે. ,, ,, ૬
અંબે માને તે ચુંદડી લાવે. ,, ,, ૭
લાવી અંબેના ચરણે ચડાવે. ,, ,, ૮
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૯
માના પારે મણીયારી આવે. ,, ,, ૧૦
અંબે માને તે ચુંદડીઓ લાવે. ,, ,, ૧૧
લાવી અંબેના ચરણે ચઢાવે. ,, ,, ૧૨
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૧૩
માના પારે માળીડો આવે. ,, ,, ૧૪
હાર ગજરા માતાને લાવે. ,, ,, ૧૫

લાવી અંબેના ચરણે ચઢાવે. ,, ,, ૧૬
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૧૭
માના પારે ગાંધીડો આવે. ,, ,, ૧૮
અંબે માને ચાંલ્લા લાવે. ,, ,, ૧૯
લાવી અંબેના ચરણે ચઢાવે. ,, ,, ૨૦
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૨૧
માના પારે મોચીડો આવે. ,, ,, ૨૨
અંબે માને તે મોજડી લાવે. ,, ,, ૨૩
લાવી અંબેના ચરણે ચઢાવે. ,, ,, ૨૪
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૨૫
માના પારે ઝવેરી આવે. ,, ,, ૨૬
સાચા મોતીઓનો હાર લાવે. ,, ,, ૨૭
લાવી અંબેને ચરણે ચડાવે. ,, , ૨૮
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૨૯
માના પારે તે નેમાં આવે, ગમર ગોખ વાળી રે. ૩૦
રૂડા નીશાન અંબેને લાવે રે. ,, ,, ૩૧
લાવી અંબેના ચરણે ચઢાવે. ,, ,, ૩૨
તેનાં સંકટ સર્વે દુર જાવે. ,, ,, ૩૩
માના પારે તે સેવક આવે. ,, ,, ૩૪
જન્મો જન્મનો નેમી કાવે. ,, ,, ૩૫
આવી અંબેને શીશ નમાવે. ,, ,, ૩૬
દાસ ગંગારામ હેત કરી ગાવે. ,, ,, ૩૭

પદ ૬ ઠું-રાગ ઓધવજીનો સંદેશો.

કેવળ છું તમ આધારે અંબિકા.

નથી અવર કોઇ અવનીમાં આધારજો.
હું એકલાને બેલી તું મુંજ માત છે.
જોઇએ તો તું તાર ઉગાર કે મારજો. કેવળ. ૧
જેમ તું રાખીશ તેમ હું તૈયાર છું.
જોઇએ તેમ ચલાવ તુ મુજ નાવજો.
માજી બોલેલું મીથ્યા કદી નહી કરૂં.
સાચું કહું છું સોગન ખાઇને આજ જો. કેવળ. ૨
મશકરી નવ થાએ માજી માહરી.
ગામો ગામ આવીને કરજો સહાય જો.
શુભ કામે સેવક તારો સંચરે.
માટે કરો સેવક પર કરૂણાય જો. કેવળ. ૩
ધામ તણો પરીશ્રમ લીધો તાહરો.
હરખ ઘણેરો દેવી પુરાનીમાંહ્ય જો.
સંકટથી સેવક છે દુખી તાહરો.
અરજી સુણીને મંમાયા કરજો મેરજો. કેવળ. ૪
શર્ણાગતને માતાજી ન મુકશો,
મુકશો તો માતાજી જાશે લાજજો;
જુનાગોડે અરજી કરી છે તાહરી,
દાસ ગંગારામ કહે છે જોડી હાથજો. કેવળ. ૫

ગરબી ૧—રાગ કંસરાયને કેહેવા દે કાના.

ઓરા આવો નટવર નાનડીયા, તમે મારા જીવ સાથે જડીયા;
શોભે છે સોનેરી પટકો, છબી રંગ સોળ તણો ચટકો.
મોહ્યું મન હાથ તણે લટકે—ઓરા. ૧
સુંદર વર લાગો છો સારા, નવ મેલું એક ઘડી ન્યારા;

છોજી મારા પ્રાણ થકી પ્યારા—ઓરા. ૨
વાતુ કરીને દુઃખડાં વીસરીયે, જોઇ જોઇ અંતરમાં ઠરીયે;
કાના આવો ગોઠલડી કરીયે—ઓરા. ૩
કીધી મેં તમ અરથે કાયા, લાગી મને મુખડાની માયા;
જીવો ઘણું જસોદાના જાયા—ઓરા. ૪
કટીપર પીતાંબર કશીયાં, હેતે નિત્ય બોલો છો રસીયા;
બ્રહ્માનંદ વાલા છો વસીયા—ઓરા. ૫

ગરબી ૨.

આવો આવો સુંદરવર ઓરા, જોવું માથે ફુલડાનાં તોરા. ટેક.
ત્હારૂં સર્વે આવ્યું છે મજરે, દેખું છું અમૃત નજરે;
કર્યું મન ફુલડાને ગજરે—આવો. ૧
શોભે મુખ ઉપર તીલક તાજું, કપાળે ટીલડી કાજુ;
બહુ રૂડા લાગે છે બાજુ...આવો. ૨
કેશરવરણી આડ કીધી વાલે. વળી વળી બોલોછો વાવાલે;
ચાલો છો પ્રભુ કંસ તણી ચાલે—આવો. ૩
મનોહર મુરતી મન માની, છુપાવી કેમ રહે છાની;
દેખી હુતો થઈ છું દીવાની—આવો. ૪
સુરંગી સુધણી બહુ રંગી, અનોપમ પહેરી છે અંગી;
બ્રહ્માનંદ સહી છું રંગી—આવો. ૫

ગરબી ૩.

આવો હરી વાંસલડી વાલા, લાડીલી નંદ તણા લાલા;
મોહ્યું મન બંસી નાદનમે, ભરીખું આનંદના ભરમે;
નથી રહેવાતું હવે ઘર્મે—આવો. ૧
જાણી સરવે અંતરની વાતો, બંસી ગીત હરી તે જાતો;

ઘડી એક નથી વીસરાતો—આવો. ૨

વીંધાણી હું બંસીને નાદે, સામું જોઉ સુંદર તો સાદે;

ગાણી કરી ઉંચે તો સાદે—આવો. ૩

આવીછું સાંભળવા બોલે, બંસી અતી ભરમાણી બોલે;

સુણી સાદ મારૂં મન ડોલે—આવો. ૪

બંસી મને લાગે છે પ્યારી, ઘેરી ઘેરી વાગે ગીરધારી;

બ્રહ્માનંદ જાએ બલીહારી—આવો. ૫

## ગરબી ૪.

છોજી તમે નંદતણા નંદા, ચતુરવર ગોકુળના ચંદા. ટેક.

કોડીલા કુંવર કાનુડા, વરવા સુંદર નાનુડા;

રાજેસર દીસો છો રૂડા—છોજી. ૧

આંખ્યો તારી અતી અણીયારી, મનોહર સુંદર ભરમાળી;

રંગીલી મુરતી રૂપાળી—છોજી. ૨

આવો ઘેર આવોને માવા, ખાંતે તો મહી માંખણ ખાવા;

મીઠું મીઠું બોલો છો માવા—છોજી. ૩

પેહેરી તન જરકશીયા જામા, ચાલ્યા આવો વાલમજી સામા;

વાગે રૂડી બંસી વીસામાં—છોજી. ૪

કોઈ વીધી જાઓ નીકળીયા, અને તમે કોણ તણે હરીયા;

વારી બ્રહ્માનંદના વહાલા છળીયા—છોજી. ૫

## ગરબી ૫.

ઓધા અમે જાણ્યું નોહોતું આવું, વાલમજી મથુરામાં રહેવું;

એવું સુખ કુબજાને દેવું—ઓધા—૧

અમે છીએ વિશ્વાસી નારી, ધુતારામાં ભેદ ઘણો ભારી;

વાલે મુને વગર મોતે મારી. ઓધા૦ ૨

વાલે મારે પ્રથમ પ્રીત કીધી, ગોપી સરવે વશ કરી લીધી;
પછી મને પીડા બહુ કીધી—ઓધા. ૩
જો જો આપુ સંગ કરતા એનો, બોલ્યામાં ઢંગ નથી તેનો;
ભરૂંસો કેમ કરીએ એનો—ઓધા. ૪
ધુતારે ધુતપણું કીધું. ચીત અમારૂં ચોરી લીધું;
પાણી ઘર પુછ્યા વીના પીધું—ઓધા. ૫
મારગડામાં પડતા મેલ્યા માવે, તે દીના અનપાણી ન ભાવે;
બ્રહ્માનંદ હેત કરી ગાવે—ઓધા. ૬

## ગરબી ૬

ગોકળીયું નાનું ગામડીયું, શા માટે ના આવો શામ. ટેક.
પ્રથમ વિહારી પ્રભુ, ધેનુ હતી પ્યારી:
હવે તો વિસારી દીધું, નંદાજીનું ગામ. ગોક. ૧
મથુરાંની અંદર, મણીમય મંદીર;
ધુળથી રચેલાં એવાં, કેમ ગમે ધામ. ગોક. ૨
કુબજા નારી, કામણ ગારી;
તેનાથી લોભાણા, ભુલી ગયા છો તમામ. ગોક. ૩
કહે કવી પીંગળ, મુરતી છે મંગળ;
મારા રૂદીયામાં વસો તો, બીજું શું છે હવે કામ. ગોક. ૪

## ગરબી ૭.

નહી આપુ હો નંદના લાલરે, મૈડાં અમારારે;
વળગો માં વીઠલ રાયરે, અમે નહી તારરિ. ૧
તું તો નીરલજ નંદજી લાલરે, હું નથી એવીરે;
કાન તારે ને મારે આજરે, થાય જોયા જેવીરે;
મારે માંથે છે મહીનો ભારરે, ગોરસ બહેકેરે,

અળગા રહો કરો નહી આળરે, દુરીજન દેખેરે. ૩
અમે આહેરડા અજાણુરે, જીવણુ જાણોરે;
મારો લાખ ટકાની લાજરે, એક દીન આણોરે. ૪
મારે માથે છે મહીનો ભારરે, મહીડાની ગોળીરે;
મને એકલડી નવ જાણુરે, સહીયરની ટોળીરે. ૫
નવલાખ નંદાજીને ધેનરે, કીયા દાડ હતીરે;
આંગણીએ બાંધવા બાંડી, બકરી નહોતીરે. ૬
તમે જીત્યા જુગના આધારરે, હું તો હવે હારીરે;
મલ્યો નંદ મોહનજીનો લાલરે, બાળો બ્રહ્મચારીરે. ૭

ગરબી ૮.—રાગ. વારી જાઉરે લાલ તારા નામનેરે.

વારી જાઉરે કનૈયા તારા નામનેરે,
હું તો મોહી રહ્યો છું તારા ધામનેરે. ટેક.
મથુરાંમાં તે જન્મ તમો લીયોરે,
નંદતણો ભોવન ઓછવ ભયોરે. વારી. ૧
યમુના કાંઠા તે ધેન ચરાવતારે,
મુખપર બંસરી સાયો બજાવતારે. વારી. ૨
વામન રૂપે પાતાળે બળી ચાંપીયોરે,
ત્રણ પાદ દાન પૃથવી માગીયોરે. વારી. ૩
રચ્યું રૂપ નરસીંહ ભક્ત બારણેરે,
તે તો ભક્ત પ્રેલ્હાદને કારણેરે. વારી. ૪
દ્રુપત સુતાની લાજ રાખી તમોરે.
નવસેં નવાણું ચીર પુર્યા પ્રેમેરે. વારી. ૫
સંખાસુર તે વેદ હરી ગયોરે,
મચ્છ રૂપે પરાજય તે કીયોરે, વારી. ૬

ગોકુળ ગોપી તે સર્વે ઘેલી થઇરે,
ઘર કામકાજ મોહથી ભુલી ગઇરે. વારી ૭
વંદ્રાવનમાં તે ધેનુ ચરાવતોરે,
દુધ માંખણુની ચોરી કરાવતોરે. વારી. ૮
ગોકુળ મથુરા તે આનંદ થાય છેરે,
મળી ગોપીયો તે ગુણુ સૌ ગાયછેરે. વારી. ૯
કંસ માર્યો ને દૈત્ય સંહારીયારે,
કહે ગંગારામ ભક્તો ઉગારીયારે. વારી. ૧૦

ગરબી ૯.–રાગ ઉપરનો.

મથુરાસે ગોકુળ તમો આવીયારે,
માતા જસોદાને મન ભાવીયારે. મથુ. ૧
ઘણી ગોપીયોને રાડ પડાવતારે,
માખણુ ચોરી ગોવાળને ખવરાવતારે. મથુ ૨
મૃતીકા ખાધીને જસોદા આવીયારે,
ચૌદલોક તે મુખમાં બતાવીયારે. મથુ. ૩
મારી પુતનાનો પ્રાણુ સંહારીયોરે,
વંદ્રાવનમાં તેં રાસ રચાવીયોરે. મથુ. ૪
જમુના તટપર ધેન ચરાવતારે,
રૂડી મધુરી બંસલી બજાવતારે. મથુ. ૫
ગોકુળ રેલવાને ઇન્દ્ર આવીયોરે,
રાજા મહીપતીનો ગર્વ મુકાવીયોરે. મથુ. ૬
વ્રજ છોડી પુરી દ્વારામતી આવીયારે,
રૂડા સોનેકા મહેલ બનાવીયારે. મથુ. ૭
સોળ સહસ્રને એકસો આઠનારે,

કર્યાં કરણુ દ્વારાપુરી વાસતાંરે, મથુ. ૮
અષ્ટ પટરાણી પ્રેમ થકી થાપીયાંરે,
જુદાં જુદાં ભોવન પ્રભુ આપીયાંરે. મથુ. ૯
સબ દૈતનકુ આપે સંહારીયારે,
સતી ભકતોને પ્રેમથી ઉગારીયારે. મથુ. ૧૦
રૂષી દુર્વાસાયે શ્રાપ આપીયોરે,
પુરી દ્વારામતી ઉતપાત જાગીયોરે. મથુ. ૧૧
કુળ કુટંબ સરવે સંહારીયુંરે,
નીજ ધામપર મન પરવારીયુંરે. મથુ. ૧૨
દાસ ગંગારામ હેત કરી ગાયછે રે,
પ્રેમી ભકતોને ઇશ્વર સહાયછેરે. મથુ. ૧૩

## ગરબો ૧૦. રાગ. કેવા દેને કાન.

સીતાકુ કોન હરી, લછમન સીતાકુ કોન હરી. ટેક.
ઉડ ઉડ કાગ કુટીપર બેસે, કુટી સુની પરી. લછ. ૧
ચારૂ દીશ ઢુંઢો ભાઇ લછમન, કહા કોઇ લપટ ખડી. લછ. ૨
કહાં લેગયે લંકાપતી રાવન, નિશાચર બુરી કરી. લછ. ૩
મિતાજીકો કરનો પીતાજીકો મરનો, બનમે બીપત પડી. લછ. ૪
લે દીપક ઢુંઢો ભાઇ લછમન, કહાં કોઈ કુબ મરી. લછ. ૫
તુલસીદાસ આસ રઘુવરકી, નેંનનમે નીર ભરી. લછ. ૬

## ગરબી ૧૧.

નર્ધનકે ધન રામ હમારે, નીર્ધન કે ધન રામ. ટેક.
ચોર ન લેવે જુગારી ન લુટે, ધાડ પડે આવે કાન. હમારે. ૧
સોવત જાગત બેઠત ઉઠત, જપું હર હર નામ. હમારે. ૨

દિન દિન હોતે હોત સવાયા, ખુટત નહીં કોઇ દામ. હમારે. ૩
કોઠાર ચાલે નગર છારે, પાસે નહિ કાંઇ દામ, હમારે. ૪
કહત કબિરા સુનો ભાઈ સાધુ, પારસકો નહીં કામ. હમારે. ૫

## ગરબો ૧૨.

પધારો સુંદરસ્યામ, ગોકળીયામાં પધારો સુંદરસ્યામ. ટેક.
ગોકુળસે વંદ્રાવન રૂડું, રાસ મચાવો આ ઠામ. ગોક. ૧
હિલ મીલ ગોપી આવી દેખનકું, છબી તે સુંદરસ્યામ. ગોક. ૨
મોર મુગટ શીર આપે ધરતહે, સંગે ગોવાળ તમામ. ગોક. ૩
વંદ્રાવનમે વાલો ધેનુ ચરાવે, ખેલ કરે છે તમામ. ગોક. ૪
સબ દૈતનકું આપે સંહાર્યા, મામાને માર્યો આ ઠામ. ગોક. ૫
અંબાનો લાલ કહે કરજોડી, વિનતી કરે કામો ઠામ. ગોક. ૬

## ગરબો ૧૩ (રાગ) ધુન.

જે જે રે જશોદા નંદનકી, નંદનકી જગ વંદનકી. ટેક.
ભાલ વિશાલ માલ મોતનકી, ખરી બિરાજે ચંદનકી. જે. ૧
પેઠ પાતાલ કાલિનાગ નાથ્યો, ફણુપર નૃત્ય કરાવનકી. જે. ૨
જમુનાકે નીર તીર ધેનુ ચરાવે, હાથ લકુટીયાં ચંદનકી. જે. ૩
ઇંદ્ર કોપ કિયે બ્રજ ઉપર, નખ પર ગીરધર ધારનકી. જે. ૪
કેશીને મારે કંસ પછારે, અસુરનકો દલ ભંજનકી. જે. ૫
ઉગ્રસેનકુ રાજ તિલક દીયે, રક્ષા કરી સબ સંતનકી. જે. ૬
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, ભક્તવત્સલ ભવ ભંજનકી. જે. ૭
ઘંટા તાલ પખાવજ બાજે ગહેરી ધુન સબ સંતનકી. જે. ૮
આપ ન જાય દ્વારકા છાએ, પલ પલ હર તું રંગનકી. જે. ૯
આસપાસ રત્નાસાગર સાગર, ગોમતી કરત કિલોલનકી. જે. ૧૦
કર જોડ દાસ સેવક કહે છે, ચરણ કમલ રજ બંદનકી. જે. ૧૧

## ભજન ઈશ્વર વીશે.

જીવ તું શીદને ચિન્તા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
તું અંતર ઉદ્વેગ કરે. તેથી કારજ શું સરે.
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણ. ૧
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી, તેવો સ્વર નીસરે. કૃષ્ણ. ૨
જેવું જેટલું જે જેમ કાળે. તે તેને કર ઠરે;
તેમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઇને મરે. કૃષ્ણ. ૩
તારૂં ધાર્યું થાય એટલું, હરી ઇચ્છા અનુસરે;
સદાકાળ એ રીતે નીભે નહી, શીદ હુંપદ મનમાં ધરે. કૃષ્ણ. ૪
થવાનું અણુચીંતવ્યું થાશે, ઉપનીષદ ઓચરે.
રાખ ભરૂસો રાધાવરનો, દયા જે દીલમાં ધરે. કૃષ્ણ ૫

## ભજન પુરૂષાર્થ વિષે.

કર્મ કર્મ કયા ગાવે મુરખ, પુરુષાર્થ કર હોય સુખારો. ટેક.
પરમેશ્વરકી વસ્તુ ન માંહી, સબકા કૈ સમ ભાગ તુમારો. કર્મ. ૧
એક ભોગે એક તરસે મનમેં, પુરુષાર્થ બિન જીવ દુખારો. કર્મ. ૨
આલસસે નિર્ધન જન હોવે, કર્મ ન કાનકિ દોષ બિચારો. કર્મ. ૩
બ્રહ્માનંદ કરો પુરૂષાર્થ. લે કરકે જગદીશ સહારો. કર્મ. ૪



કાહે શોચ કરે નર મનમેં, કર્મ લિખાસોઇ હોવત પ્યારે. ટેક.
હોવનહાર મિટે નહી કબહું, કોટિ જતન કરકર સબ હારે. કાહે. ૧
હરિશ્ચંદ્ર નલ રામ યુધિષ્ટર, રાજ્ય છોડ બનબાસ સિધારે. કાહે. ૨
અપની કરણી નિશ્ચય ભરણી, દુશ્મન મિત્ર ન કોઈ તુમારે. કાહે. ૩
બ્રહ્માનંદ સમર જગદીશ્વર, સબ દુખ સંકટ દુર નિવારે. કાહે. ૪

પદ ૭ મું. રાગ ગરબો.

નાગરવાડુ ગામ મારી બહુચરા,
પાટણવાડુ પરગણુંરે. ટેક
ત્યાં છે તમારો વાસ મારી બહુચરા,
સંખલપુર સોહામણુંરે,
વળી વળી કરૂં છું વખાણ મારી બહુચરા.
બુદ્ધી આપો મા બહુચારે. નાગર. ૧
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,
સોનીડો આવે મલપતોરે;
લાવેછે સાંકળાની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળાંરે. નાગર. ૨
ઉડેછે અબીલ ગુલાલ મારી બહુચરા,
ડોસીડો આવે મલપતોરે;
લાવે છે ચુંદડીની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળાંરે. નાગર. ૩
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,
મણીયારી આવે મલપતોરે;
લાવે છે ચુડીઓની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળાંરે. નાગર. ૪
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,
માળીડો આવે મલપતોરે;
લાવે છે ગજરા ને હાર મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળાંરે. નાગર. ૫
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,

મોચીડો આવે પલપતોરે;
લાવે છે મોજડીની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળારે. નાગર. ૬
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,
ગાંધીડો આવે મલપતોરે;
લાવે છે ચાંલ્લાની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળારે. નાગર. ૭
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,
ઝવેરી આવે મલપતોરે;
લાવે છે રત્નની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળારે. નાગર. ૮
ઉડે છે અબીલ ગુલાલ મારી બહુચરા,
નેમીતે આવે મલપતોરે;
લાવે નીશાનની જોડ મારી બહુચરા,
પહેરો અંબે મા પાતળારે. નાગદ. ૯
હરખેથી ગરબા ગાવો મારી બહુચરા,
દાસ વલ્લભની વિનતીરે;
હરખે ગંગારામ ગાય મારી બહુચરા,
જાુના તે ગોડ પ્રગટ થયાંરે. નાગર. ૧૦

પદ ૮ મું. રાગ ગરબી.

બહુ ઓપે આરાસુરી રાયરે અંબીકા દેવીરે,
કરૂ એક મુખે સુ વખાણુ નથી કોઇ એવીરે. ૧
વિણુા ત્રિસુળ ધર્યા કર માંહ્યરે સિંહની સ્વારીરે,
જય બોલો અંબેની આજ આરાસુરવાળીરે. ૨

શંખલપુર ટોડાની માંહ્યરે ત્યાં છે વાસ તારો રે,
કર્યો માનુનીનો મર્દ જળહળતો પારો રે. ૩
રાખી દેવ સકળની લાજ રે દાનવોને મારી રે,
અંબા ઉગાર્યો તેજમલરાય નારીપણું ટાળી રે. ૪
બાળા બની વર્ષ સોળ વીસરે ચોસઠ જોડી રે,
રામા રંગે રમે ગુણ ગાય આરાસુર દેવી રે. ૫
માને નમી નમીને લાગુ પાય રે નવે ખંડ એવીરે.
દાસ અંબાસુરી ગુણ ગાય બેઉ કરજોડી રે ૬

પદ ૯ મું.—( રાગ ) ગરબી.

દેવી આરાસુરી દરબાર રે શોભે સારો રે,
તેની શોભાનો નહો પાર જળ હળતો પારોરે. ૧
વર્ણન કરતાં નાવે પારરે, શું કહું મુખથી રે,
માજી બીરાજે આરાસુર અખંડ ચાર જુગથી રે ૨
લેલાટે સોહે મોતી પરવાળરે ચુનીયો ચળકે રે,
શોભે નંગને રતન અનેક હીરા બહુ ઝળકેરે. ૩
કોટે સોહે સોનાનો હારરે શોભે બહુ સારો રે.
દરશન દેજો અંબામાય સફળ કરો જનમારો રે. ૪
દીસે હાથે સોનાની ચુડીરે કંકણ સારાં રે
મોટાં અનેક વિઘન દુર થાય મુખ જોયે તારૂં રે ૫
માએ પહેરી છે ચુંદડી રસાળ રે નવરંગી ચોળી રે,
અબીલ ગુલાલ રંગરોળ કેસરમાં બોળીરે. ૬
માજી બિરાજે ઉગમણે ગોખરે પશ્ચિમ દ્વારે રે,
દક્ષણ વામને બટુંક બે વિર ભૈરવનાથરે. ૭
પાચે જોત્યો અખંડ છે આજ રે શોભાયમાન સારી રે
હોમ હવન ઘણાં ત્યાં થાય ફળ શુભકારી રે. ૨

વાઘ સ્વારીએ બીરાજો માતરે ત્રીશુળ ગ્રહી હાથે રે;
કૈક દૈત્યોના લીધા પ્રાણ જુગત વિખ્યાતરે; ૯
જમણા શોભે ગણપતિ દેવ રે ડાબાં વૈરઇ માતરે.
પાછળ છે અજાવડી માત સામે ભોળાનાથ રે. ૧૦
માના સામે કલોદર વાવરે ભરપુર પાણીરે,
તે પીએ છે જાત્રાળુ લોક હરખે તે જાણીરે. ૧૧
જાતાં દરશન કારણ આજ રે મોટા હરખે રે,
પ્રથમ દરશન ખોડીઆર જોતાં મન નીરખે રે ૧૨
છે માનસરોવર વિખ્યાતરે નિર્મળ પાણીરે,
નાહે પ્રાશ્ચિત તહી જાય ઉમંગ મન આણીરે. ૧૩
ત્રણ મૈલે કોટેશ્વર ધામરે ચાર જુગ કેરૂ રે,
મહાદેવ કોટેશ્વર ધામ શીખરબંધ દેરૂં રે. ૧૪
નદી સરસ્વતી કેરે તીરરે જુગતિ સારી રે,
દેશ દેશના જાત્રાળુ લોક આવે નરનારી રે. ૧૫
કરજોડી સેવક તારો આજ રે કરગરી કેહેછે રે,
નીચો નમી કરે નમસ્કાર વારણાં લેછે રે. ૧૫

## પદ ૧૦ મું—રાગ ગરબી.

ઓ જગદંબા તારો રે ડંકોરે બધા દેશમાં,
જાગો અંબા ઉરાડો પાપીને પલમાં ઠેશમાં ટેક
મા જસતારો જુગ જુગ લીધો, તેં ત્રીભોવનમાં જસ કીધો.
રણમાં રાક્ષસોને દંડ દીધો. ઓ જગદંબા૦ ૧
તેં જુગતમાં સર્વે જાયા, તેં ઉદરમાં રાખી માયા,
તારી દીસે જુગ અમર કાયા. ઓ જગદંબા૦ ૨
તેં નીપાવ્યા સર્વે દેવો, દાખલો વાસુદેવનો લેવો,
તું અષ્ટ ભૂજા અમૃત મેવો. ઓ જગદંબા૦ ૩

સુર દેવતાઓને તેં તાર્યા, દુખ દેતા દૈત્યોને માર્યા,
પળ એકમાં શુભનીશુંભ સંહાર્યા. ઓ જગદંબા૦ ૪
સુર વૈસ્યની સંભાળ લીધી, વન વિષે રૂષીને સીદ્ધી દીધી
રૂષી મારકંડેય દેહ અમર કીધી. ઓ જગદંબા૦ ૫
મોટા રૂષી મુનીયો અંબે ભાખે, છે નીશ્ચે વેદ પુરાણ સાખે;
કરી છે ઉપમા મળી જન લાખે. ઓ જગદંબા૦ ૬
હરી હરને સ્તુતી કરે બ્રહ્મા, રાખે છે ભાવ સદા મનમાં.
સંકટ ભાગે છે તું વનમાં. ઓ જગદંબા૦ ૭
તું એક અનેક હજાર નામે, તું દેશ દેશ ઠામે ઠામે,
સેવે ત્રીપુરા તે તો જસ પામે ઓ જગદંબા૦ ૮
ચાર જુગમાં નવે ખંડ વ્યાપી, તુને દેવે મળી જુગમાં થાપી
તુને ન જાણે જો હોય પાપી. ઓ જગદંબા૦ ૯
અવતાર દશેમા તું પહેલી, ગુણ ગાવામાં સૌથી વહેલી.
વાણી લાગે છે સૌથી સહેલી; ઓ જગદંબા૦ ૧૦
તું બાળ વૃદ્ધ તરૂણ રૂપ દીસે, જોઈ જોઈ મનડુ મારૂં હશે.
ધન અંબા મા તું તો દીસે, ઓ જગદંબા૦ ૧૧
આવી સન્મુખ રમીએ તાહરી, અમો ગરબા ગાઈએ નરનારી.
ગંગા રામને લેજો ઉગારી ઓ જગદંબા૦ ૧૨

## પદ ૧૧ મું—રાગ ભૈરવ.

જાગીએ અંબે માડી સંઘ જય બોલે—ટેક
પ્રાતઃ ભાનુ પ્રગટ ભયો, રજનીકા તીમીર ગયો;
સ્નાન કરી ધરે ધ્યાન, અંબે અંબે બોલે. જાગીયે ૧
બ્રહ્માદીક ધરત ધ્યાન, રૂષી મુની કરત ગાન;
કોટેશ્વરમાં કેવું ધામ, સરસ્વતીમાં બોલે. જાગીયે ૨
કુંભારીયા કેવો થયો, ભક્તની પરતાપ ભયો;

ગુરૂ પ્રતાપે ખોયો ધામ, અંબે માત બોલે. જાગીયે. ૩
ગબરમાં પહેલું મુકામ, પડછો આપી કીધું કામ;
ચાર ખંડમાં રહ્યું નામ, અંબે માત બોલે. જાગીયે. ૪
ભૈરવમાં છે કેવો મુકામ, ઉગમણે દ્વારે છે ધામ;
તેજનું તો કેવું કામ, જય ભૈરવ બોલે. જાગીયે. ૫
ભૈરવમાં જે લોલ થાય, વસ્ત્ર બાંધી ભઠ્ઠી થાય;
અગ્રી ડાગ ન દેખાય. જય ભૈરવ બોલે. જાગીયે. ૬
સંગ સર્વે ગરબા ગાય ચાચરમાં તો ધી હોમાય
ભવડાં સર્વે લુટી જાય અંબે માત બોલે. જાગીયે. ૭
અંબે માને હરખ થાય ભવડાં છોને લુટી જાય
તેના પર છે કરૂણાય અંબે અંબે બોલે. જાગીયે. ૮
દેવીપુરામાં છે મુકામ જુનાગોડે કરવો ધામ,
સેવકોને કરવું કામ, અંબે અંબે બોલે. જાગીયે. ૯
અંબે માને પારે જાય, સંકટ સર્વે તેનાં જાય;
કરો માત કરૂણાય, ગંગારામ બોલે. જાગીયે. ૧૦

## પદ ૧૨ મું—રાગ પરજીયો.

જાય જાયરે આરાસુંરીમાં સંગ આજે.—ટેક
પહેલું તીરથ અબે માનું કહાવે દુષ્ટબુદ્ધી મેલી પારે જાવે,
તે તો અંબે માને મન ભાવે રે જાય જાય રે ૧
બીજુ તીરથ બહુચરમાનુ કીજે પાય પડીને માફી માગી લીજે
દુષ્ટ બુદ્ધીવાળાને માત ખીજે રે. જાય જાય રે ૨
ત્રીજું તીરથ કાળીકા માનું કહાવે તેના ચરણે જે શેવક જાવે,
તેને હેત કરી માત રીઝાવે રે. જાય જાય રે. ૩
ચોથું તીરથ તુળજાનું કીજે, તેની સેવામાં હરદમ રીઝે
ખરા પ્રેમી પુરૂષને રીઝે રે. જાય જાય રે. ૪

પાંચ તીરથી કોટેશ્વરમાં કહાવે સરસ્વતિ માતા પારે જાવે,
ઘણા બ્રાહ્મણો ત્યાં શ્રાધ કરાવે રે. જાય જાય રે ૫
શ્રાધ કરવાથી પિતૃ મોક્ષ પામે રૂડો બની ગયો છે ત્યાં ધામ
નીલકંઠ તણો ત્યાં મુકામ રે. જાય જાય રે. ૬
નીલકંઠ તણી પુજા કરાવે, રૂડાં બીલીપત્ર ત્યાં ચડાવે,
ધુપ દીપ નૈવેદ્ય ધરાવે રે. જાય જાય રે. ૭
ત્યાંથી વળતાં કુંભારીએ આવે, પંચ દેરાં વિમળશાનાં કહાવે.
શ્રાવક લોકો તે લાડ લડાવે રે. જાય જાય રે ૮
ગબ્બર ગોખમાં ને આરાસુરવાળી તેના પારે આવે છે લોક દહાડી
એવી ઉત્તમ છે જાતરા રૂપાળી રે. જાય જાયરે. ૯
એવું તીરથ તે અંબેમાનું કહાવે, સાચા મનથી છે દુખ દુર જાવે;
દાસ ગંગારામ હેત કરી ગાવે રે. જાય જાય રે. ૧૦

## પદ ૧૩ મું—રાગ રઘુપતિ રામ.

ગાવા ગુણ અંબે તણા મુખે ભાંખુ રે.—ટેક.
શકિત શીવથી જગત જીવે આખું. ગાવા૦ ૧
ગામ સારૂં ને શોભીતું કહાવેરે સંત સાધુને શીશ નમાવે રે
આદર ભાવથી સૌને બોલાવે. ગાવા૦ ૨
જુવો દેવીપરાના મુકામે રે, લોકો કરે છે રૂડું કામ રે:
કરવા રૂડુ માજીનું ધામ. ગાવા૦ ૩
આસો સુદી દશમ કા'વે રે તે દીને માતા પારે જાવે રે.
મોટો ચંડીથી હવન કરાવે. ગાવા૦ ૪
રૂડો હોમ બને છે સારો રે, પારે ઉજાણીનો છે ધારો રે,
માતા સેવક લોકો ઉગારો. ગાવા૦ ૫
તેર બ્રાહ્મણની રૂદ્રી કા'વે રે, રૂડાં મિષ્ટાન પાન ઉડાવે રે.
એરાં માજીનાં ગુણ ગાવે. ગાવા૦ ૬

રૂડાં વાજીંત્ર તો બહુ વાગે રે, ડાક ડમરૂ તે ધમ ધમ ગાજે રે.
માજી રૂડાં કીધાં સર્વે કાજ. ગાવા૦ ૭
રૂડો ખુશાલ માળી આવે રે હાર ગજરા માતાને ચઢાવે રે,
હવે માતાને લાડ લડાવે. ગાવા૦ ૮
જુનાગોડમાં છે રે મુકામ્ રે. નથી કોઇ પ્રકારનું ધામ રે,
માટે ચાલુ થયો છે ધામ. ગાવા૦ ૯
ગામ લોકોએ વીચાર કીધોરે, ધામ બાંધવા મનસુબો લીધો રે
સરવે લોકોને પડછો દીધો. ગાવા૦ ૧૦
કોઇ શુરવીર ન કાંવેરે, તાબેદારી માતાની ઉઠાવે રે;
જીર્ણોદ્ધાર તે કોણ કરાવે. ગાવા૦ ૧૧
ગંગારામે કર્યો છે વિચારરે હવે શીદને લગાડું વાર રે.
અંબે માનો છે મારે આધાર. ગાવા. ૧૨

## પદ ૧૪ મું.—રાગ હિંડોળાનો.

વાગે છે રે વાગે છે ડુંગરવાળીનો ડંકો વાગે છે
તેનો શબ્દ ગગનમાં ગાજે છે. ડુંગર. ૧
માના પારે સોનીડો આવે છે
મારી અંબે માને વાળીઓ લાવે છે. ડુંગર. ૨
લાવી અંબે માના ચરણે ચડાવે છે.
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર ૩
માના પારે ડોશીડો આવે છે
મારી અંબે માને ચુંદડી લાવે છે. ડુંગર ૪
લાવી અંબેના ચરણે ચડાવે છે
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર. ૫
માના પારે મણીયારી આવે છે
મારી અંબે માને ચુડલો લાવે છે. ડુંગર. ૬

લાવી અંબેના ચરણે ચડાવે છે
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર. ૭
માના પારે માળીડો આવે છે
હાર ગજરા અંબેને લાવે છે. ડુંગર. ૮
લાવી અંબેના ચરણે ચડાવે છે
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર. ૯
માના પારે ગાંધીડો આવે છે
મારી અંબે માને ચાંલ્લા લાવે છે. ડુંગર ૧૦
લાવી અંબેના ચરણે ચડાવે છે
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર. ૧૧
માના પારે ઝવેરી આવે છે
હાર સાચા મોતીના લાવે છે. ડુંગર. ૧૨
લાવી અંબેના ચરણે ચડાવે છે
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર. ૧૩
માના પારે મોચીડો આવે છે
મારી અંબે માને મોજડી લાવે છે ડુંગર. ૧૪
લાવી અંબેના ચરણે ચડાવે છે
તેનાં દુખડાં સર્વે જાએ છે. ડુંગર. ૧૫
માના પારે તે નેમી આવે છે
રૂડા આનંદના ગરબા ગાએ છે. ડુંગર. ૧૬
ગરબા ગાએ ને લાડ લડાવે છે
તેનાં સંકટ સર્વે જાએ છે. ડુંગર. ૧૭
પ્રેમ ભક્તીથી સેવક આવે છે
દાસ ગંગારામ ગુણ ગાએ છે. ડુંગર. ૧૮

પદ ૧૫ મું—ગરૂડ ચડી આવજો ગીરધારી. એ રાગ.
દયા કરી આવજો અંબેમાડી, લેજો સેવક તારો ઉગારી.—ટેક.
દહાડો નિત્ય વૃથા હું ગમાવું, તારા દરશન પણ કદી નાવું;
પછી કીરતન ક્યાં થકી ગાવું. દયા. ૧
આજુ વય એમ તો મેં ગુમાવી, બાકી રહી કાંઇ થોડી આવી;
માજી સેવક લેજો બચાવી. દયા. ૨
નિત્ય અગણીત થાય છે દોષો, તે તો આપ કદી નવ જોશો;
દીન જાણી દયા કરી જોજો. દયા. ૩
મારા બળ થકી નહી કાંઇ થાશે, શુભ મારગે ન ચઢાશે;
પછી મોક્ષ ગતી કયાંથી થાશે. દયા. ૪
ગામ લોકોએ ધારેલું સારૂં, સઉને હરખ થયો મન વારૂં;
અંબે માને લાગે છે પ્યારૂં. દયા. ૫
મારા મનથી વિચાર મેં કીધો, ધામ બાંધવા મનસુબો લીધો;
આવી અંબેએ પડછો ત્યાં દીધો. દયા. ૬
પડછો દીધો ને ધામ ત્યાં થાય કરજો સેવકપર કરૂણાય,
નિત્ય આનંદ ઓછવ થાય. દયા. ૭
થયો સેવક તારો તૈયાર, સર્વે લોકોને કહું છું આ વાર
પણ માજી હું છું નિરધાર, દયા. ૮
એક આધાર છે માજી તારો, મુને એક ભરૂસો તમારો,
માજી સેવકને તો ઉગારો. દયા. ૯
આવી અરજી ગંગારામે કાં'વી, તેને પણ અંબે લેજો નિભાવી,
તારે પારે હરદમ આવી. દયા. ૧૦

પદ ૧૬ મું,—રાગ કૃષ્ણ જીવન કયારે આવશે.
યમપુરીમાં ચૌદીશ ફરે નાખી યમોએ પાસ,
દુષ્ટ કૃત્યો ઘણાં કર્યાં નાવી મુરખને લાજ. યમ. ૧

જુઠી સાક્ષીઓ પુરતાં ડરે દીલમાં નહી લેશ,
એક દીન એવો રે આવશે જઈશ ઉઘાડા કેશ. યમ. ૨
પૈસો આવ્યો હાથમાં, વ્યાજ લેવા અપાર;
લુંટી લુંટી કર્યું એકઠું, ભરી દીધા ભંડાર. યમ. ૩
ગરીબનાં ગળાં રેંસીને, ઓકાવી લાવ્યો માલ;
જુવાની જોર બહુ વાપર્યું, રૂડો જમાવ્યો તાલ. યમ. ૪
વિશ્વાસઘાત ઘણી કરે, ધન હરવાને કાજ;
માણસ મારે તું જીવતાં, મુઢ આવે નહિ લાજ. યમ. ૫
પોતાનો ધર્મ મુકી કરી, પરધર્મમાં જાય;
અધર્મ તો બહુ આદરે, સુખ ક્યાંથી પમાય. યમ. ૬
ઠઠ્ઠામશ્કરીમાં ડાવકા, પરમાર્થમાં નહી પ્રેમ;
વિષયવૃતિથી આંધળા, નહી દર્શનનો નેમ યમ. ૭
મશ્કરી તો રે વધી ઘણી, વૃદ્ધની નાવે રે લાજ;
છિનાળાં બહુ આદરે, ક્યાંથી સુધરે કાજ યમ ૮
દેહ તો ક્યાં થકી આવીયો, ક્યે મારગે જાય;
તેનો વિચાર કર્યો નહિ, મોક્ષ ક્યાંથી પમાય? યમ. ૯
કોડપતિ કેવાઇ ગયો, તોય ધનની છે આશ;
પુન્ય દાન કાંઇ કર્યું નહિ, કહે ગંગારામદાસ. યમ. ૧૦

પદ ૧૭ મું—રાગ ઘોળ વીરા વસ્તુ વિચારીને વોરીએ.

આરાસુરથી અંબેમા વેલાં આવજો;
જુનાગોડ મુકામજ થાયરે અંબે૦ ૧
પંચ તીરથી કરવા મન ધારીયું;
પહેલો કાગળ આરાસુર જાય રે. અંબે૦ ૨
વાઘ અસ્વારીએ ચડી માજી આવજો;
કરજો સેવકપર કરૂણાય. અંબે૦ ૩

પંચ તીરથી કરવા મન ધારીયું;
બીજો કાગળ પાવાગઢ જાય રે. અંબે૦ ૪
પાડાની સ્વારીએ કાળીકા આવજો:
કરજો સેવકપર કરૂણાય અંબે૦ ૫
પંચતીરથી કરવા મન ધારીયું;
ત્રીજો કાગળ ચુંવાળચોકે જાય. અંબે૦ ૬
કુકડાની સ્વારીએ ચઢી માજી આવજો;
કરજો સેવકપર કરૂણાય. અંબે૦ ૭
પંચતીરથી કરવા મન ધારીયું.
ચોથો કાગળ દક્ષીણુ દીસાએ જાય રે. અંબે૦ ૮
તુલજા બોકડાની સ્વારી લાવજો;
કરજો સેવકપર કરૂણાય રે. અંબે૦ ૯
પંચતીરથી કરવા મન ધારીયું;
પાંચમો કાગળ કૈલાસમાં જાય રે. અંબે૦ ૧૦
નંદી ચઢી શંભુ વહેલા આવજો;
કરવા સેવકપર કરૂણાય. અંબે૦ ૧૧
પંચતીરથી કરવા મન ધારીયું;
પાંચે મુકામો ત્યારે બંધાય. અંબે૦ ૧૨
પાંચે આસન આવી બીરાજજો;
કરજો સેવક પર કરૂણાય રે. અંબે૦ ૧૩
અરજી સેવકની ધ્યાનમાં ધરાવજો:
દાસ ગંગારામ હેત કરી ગાય રે અંબે૦ ૧૪

## પદ ૧૮ મું.—ગરબો.

**જોગમાયા ચાચર તારો રે, દીપે જગ હાલતો પારોરે. ટેક.**
**તાલ પખાજને વેણુજંત્ર વાજે, ગુણીયલ ગુણુજ ગાય.**

માનસરોવરમાં ઝીલતાં મા ભત્રનાં પ્રાશ્ચિત જાય. છોગાળી૦ ૧
દેશપરદેશ દાખવીએ મા મધ્યે દરીયા માંહ્ય;
બુડતો બેડો પાર ઉતાર્યો અંબા ઝાલો બાંહ્ય. છોગાળી૦ ૨
આંધળાં લુલાંને બોબડાં મા દુખીયાંનાં દુઃખ જાય;
વાંઝીયાને વિશ્વાસ આપે મા નારીનો નર થાય. છોગાળી૦ ૩
વરણુન કઇ પેરે વર્ણવું મા કોને કઇ પેર ગાઉં;
ભોળી ભવાનીના ભામણે મા હું તો ભવોભવની જાઉં. છોગાળી૦ ૪
ભાવે કરી લેઉં ભામણાં મા લળી લળી લાગુ પાય;
કરજોડી માજી સેવક કહે છે સદાય કરજો સહાય. છોગાળી૦ ૫

પદ ૧૯ મું—રાગ ગરબી.

દેખો સહુ નરને નારીરે, અંબા માની શોભા સારી રે. ટેક.
કુંદન મા તારે ભાલે હતો. ગાડી ઘોડા બહુંતાર;
ભવડાં ઢાઢી ભવાયાં ફરે છે, અંબામાને દરબાર દેખો ૧
વાજીંત્ર છત્રીસે વાગે ઝાંઝરનો ઝમકાર.
અપ્સરા ઓછવ કરે છે અંબામાને દરબાર દેખો૦ ૨
ઉંચું દેવળ માને અજબ ઝરૂખાં, જાળીયાંનો નહી પાર;
જરી તાકા ઝુકી રહ્યા છે, અંબામાને દરબાર દેખો૦ ૩
ઇંદ્રપુરીનો આકાર સર્વે તેજ તણો નહી પાર,
દુખીયાનાં દારીદ્ર ભાગે અંબામાને દરબાર. દેખો૦ ૪
ઘર કોડાર ને હવેલીએ મા ધર્મશાળાનો નહી પાર;
કરજોડીને સેવક કહે છે અંબામાને દરબાર દેખો૦ ૫

પદ ૨૦ મું—રાગ ગરબી.

ભાવ કરી ભજી લ્યોને બ્રહ્માણી;
એ છે કાયાની કલ્યાણી. ભાવ કરી૦ ટેક.
કળજુગમાં દેવતા લોક સર્વે. શાંત ગુણ આણી;

ચોસઠ દેવી જનુની જેવી થઇ છે દુનીયામાં દાણી. ભાવ૦ ૧
દાસો ઉગારો દુષ્ટોને મારો જુવો પાપીનું પાણી;
જે જનની તેની કમને બળો તેને તુરત લ્યો તાણી. ભાવ૦ ૨
જાગતિ જોત ઉદ્યોત અંબિકા પ્રાણી માત્રે પ્રમાણી;
સેવક ઉપર સાહ્ય રાખો મા દાસ તમારો જાણી ભાવ૦ ૩
ભકતો તારણ દુષ્ટ સંહારણ છો માતા રંગીલી રાણી;
દાસ ઉપર બહુ રાખો માયા પ્રેમ સુધારસ વાણી. ભાવ૦ ૪

## પદ ૨૧ મું—રાગ ગરબી.

ભક્ત જન ભાવે ભજોને ભવાની,
જેથી કુશળ રહે જવાની ભક્ત ટેક.
ચંડમુંડને ચોળી નાંખ્યા કરી મહીસાસુરની કાંતી;
ત્રિસુળ ધારી દુષ્ટને મારી કીધા સર્વનુ જ્ઞાની. ભક્ત૦ ૧
સેવક જનને દુઃખ પડે તો જનુની તું ન રહે છાની
નામે મોટી પ્રાક્રમે મોટી રૂપે દેખીતી ન્હાની. ભક્ત૦ ૨
જેને જુગત અંબા માથે તેને શોચના શાની;
બ્રહ્મા વિષ્ણુ શંકર સરીખા રહ્યા માતાને નામી. ભક્ત૦ ૩
દુરમતિ તજે ભગવતી ભજે તેની ચડતી થવાની;
દાસ ઉપર દયા બહુ રાખો સ્હાય કરોને ભવાની ભક્ત૦ ૪

## પદ ૨૨ મું.—રાગ ગરબો.

મૈયા આરાસુરથી રમવા નીસર્યાં. દેવી અંબાજી માત.
કરી સિંદુરનો શણગારરે. દેવી અંબાજી માત. ૧
વિદ્યુત સમાન ખડગ શોભતું. દેવી.
જય અંબા તું જાગતી જોત રે. દેવી૦ ૨

સંકટ હરણુ નામ તાહરૂં.

કર્યું વર્ણન મુખે નવ જાયરે | દેવી૦ ૩
---|---
રાતા નવરંગની ચુદડી. | દેવી
અંબા ચાચર ગરબા ગાયરે. | દેવી૦ ૪
બાંહે બાજુ બંધ બેરખાં. | દેવી૦
લાલ ટીલડી તપે લેલાટરે. | દેવી૦ ૫
લે છે તાળીને ફરે ફુદડી. | દેવી૦
દેવી ચોસઠ મળી ગરબા ગાયારે | દેવી૦ ૬
લેણા પાણી તુ ભરવાય છે. | દેવી૦
કૃપા કરજો સેવક ગુણ ગાયરે. | દેવી૦ ૭
અંબા સુત ગંગારામ વિનવે | દેવી૦
રાખો ચરણ કમળની માંયરે | દેવી૦ ૮

પદ ૨૩ મું રાગ અંબાસ્તુતી. વંસતતિલકા છંદ

શ્રી માતા ઇશ્વરી દીસે જગત વિખ્યાત
પાદારવીંદ નમુ દેવી તને હું દાસ
શ્રી અંબીકાજી જગ વિષેજ પ્રસન્ન થાઓ—ટેક ૧
તારો અપાર મહીમાં નહી કોઇ પામે
વાણી સહીત મન વેગે સહુ વિરામે
તારા અભેદ્ય પદમાં નહી કલ્પનાઓ. શ્રી અંબીકા. ૨
તારી કૃપાથી ગીરી પંગુ ચડેજ પ્રાણી,
તારી કૃપાથી વદે વિભૂ ભુપ વાણી
તારી કૃપાથી જગમાં સઘળી લીલાઓ. શ્રી અંબીકા. ૩
મારા કુકર્મ સઘળાં તમને વિદિત,
વિસ્તાર માતા કરવો નહીરે ઘટીત;

કારૂણ્ય ભાવથી કરો કરૂણા કૃપાઓ. શ્રી અંબીકા. ૪
વિદ્યા વીવેક મતિ સંપતિ સર્વ આપો,
સંભાળ મારી કરી, સંકટ સર્વ કાપો;
દ્યો ધર્મ કર્મ કરવા શુભ સુચનાઓ શ્રી અંબીકા ૫
લજ્યા રહીજ સઘળી માજી હાથ તારે
મારો નિભાવ કરવો અતિ અંબે તાર
તારાં પ્રસાદ બળથી ભયનો અભાવો. શ્રી અંબીકા. ૬
જે જે અહિં અતિ સુખો બહુ પ્રાપ્ત થાય,
તે સત્ય તારી સઘળી કરૂણા જણાય
દાસ તણી પુરી કરો બધી વાંછનાઓ. શ્રી અંબીકા. ૭

## પદ ૨૮ મુ થાળ માતાનો ગાવાનો:

આરોગો અંબે માત જુગતે જમાડુ,
અંબેમા સરજનહાર તળેલો લાડુ ૧
પકવાનો પાંચે જાત કીધાં મનગમતાં,
છ પ્રકારનાં છે શાક તીખાં તમતમતાં ૨
કરી કરીરે તુવરદાળ આંબા રસ જેવી,
બની રૂડી મસાલેદાર કઢી કરી કેવી. ૩
કેસરીયો કીધો ભાત અન્યો ફુલ જેવા
ઉંચી વાંશીની જાત સ્વાદમાં કેવા ૬
કરજોડી કહું છું માત મીઠા આ મેવા,
આરોગો અંબે માત થાળ આ કેવા. ૫
કરો કરો રે જળનું પાન રહી આ જળઝારી
કરજોડી ગંગારામ સુણો કહે નર નારી. ૬

## પદ ૨૫ મું. આરતી નવીન.

જય અંબે માતા મા જય અંબે માતા,
ભગવતિ તું ભવભર્તા; તું સુખની દાતા. જય અંબે. ૧
બેડાનું મા નાવ બુડતાં તેં તારયું મા, (૨)
સમુદ્રના મા આરે, ત્રીશુળ વડે તારયું. જય અંબે. ૨
મધુને કૈટભ માત તમથી જુધ કીધો મા. (૨)
ક્ષણુમાત્રમાં માતા, પરાજય કરી દીધો. જય અંબે. ૩
કરૂણા કર ઉપકારી ધર્મ બીરદ ધારી મા, (૨)
તેં ભવ પાર ઉતારયાં, અગણીત નર નારી. જયઅંબે. ૪
તુજ મહીમા મોટો, અતી શુભ તારી શકતી મા. (૨)
સુર નર મુનીવર ગાવે, ભલી તારી ભકતી. જય અંબે. ૫
દેવીપુરાની માંહ્ય, જુનાગોડ પાસે મા. (૨)
પડછો આપીને ત્યાં, પ્રગટ થયાં જાતે. જય અંબે ૬
અંબે માની આરતિ ભાવ ધરી ગાશે મા. (૨)
દાસ ચરણુ રજ સેવા, ગંગારામ ગાશે. જય અંબે ૭

## પદ ૨૬ મું. આદ્યશકતીની આરતી.

જય આદ્ય શકતી મા જય આદ્ય શકતી,
અખંડ બ્રહ્માંડ નીપાવ્યાં પડવે પંથકમાં.જયોજયોમાજુતંએ ૧
દ્વીતીયા બે સ્વરૂપ, શીવ શકતી જાણું મા. (૨)
બ્રહ્મા ગુણુપતિ ગાવે, હર ગાવે હરમાં. જયો૦ ૨
તૃતીયા ત્રણુ સ્વરૂપ, ત્રીભોવનમાં બેઠાં મા. (૨)
ત્રયા થકી તરવેણી, તું તરવેણીમાં. જયો૦ ૩
ચોથે ચતુરા માત, સચરાચર વાપ્યાં મા (૨)

ચાર ભૂજા ચોદશમાં પ્રગટ્યાં દક્ષિણમાં. જયો૦ ૪
પંચમી પંચ સ્વરૂપ, પંચમ ગુણપદમાં મા. (૨)
પંચ શબ્દ ત્યાં સોહીએ, પંચે તત્વમાં. જયો૦ ૫
છઠ્ઠી તું નારાયણી, મહીસાસૂર મારયો મા (૨)
નર નારીનાં રૂપે, વ્યાપ્યાં સર્વેમાં. જયો૦ ૬
સપ્તમી સપ્ત પાતાળ, સાવિત્રી સેનામાં. (૨)
ગૌ ગંગા ગાયત્રી, ગૌરી ગીતામાં. જયો૦ ૭
અષ્ટમી અષ્ટ ભૂજા આવી આનંદા મા. (૨)
સુર નર મુનીવર જનમ્યા, દેવ દૈત્યોમાં. જયો.૦ ૮
નવમી નવ કુળ નાગ સેવું નવ દુર્ગા મા. (૨)
નવરાત્રીનાં પુજન, કીધાં છે બ્રહ્મા. જયો૦ ૯
દશમી દશ અવતાર જય વિજયાદશમી મા. (૨)
રામા રામ રમાડયા, રાવણ રોળ્યો મા. જયો૦ ૧૦
એકાદશી અગીયારશ, કાત્યાયની કામા મા. (૨)
કામ દુધા તુ કાળીકા, સામા ને રામા. જયો૦ ૧૧
બારશે બાળા રૂપ બહુચરી અંબા મા. (૨)
બટુક ભૈરવ સોહીએ, તારા છે તુજમાં. જયો૦ ૧૨
તેરશે તુળજા રૂપ, તુ તારૂણી માતા મા૦ (૨)
બ્રહ્મા વિષ્ણુ સદાશીવ, ગુણ તારા ગાતા. જયો૦ ૧૩
ચૌદશે ચૌદ રૂપ, ચંડી ચામુંડા મા૦ (૨)
મારકંડયે વખાણ્યાં ગાઇ શુભ કવિતા. જયો૦ ૧૪
પુનમે પુરણ કરી, સ્થંભાવતી નગરીમાં૦ (૨)
વશી તે માંહે વખાણી, સુણી કરજો કરૂણા. જયો૦ ૧૫

સંવત સતાવન સોળ, શુભ તીથી ભાવે મા૦ (૨)
સંવત સોળે પ્રગટ્યાં, રેવાની તીરે. જયો૦ ૧૬
શીવશક્તીની આરતિ જે ભાવે ગાશે મા. (૨)
ભણે સીવાનંદ સ્વામી સુખ સંપતી થાયે. જયો૦ ૧૭

પદ ૨૭ મું. રાગ સત્યનારાયણની આરતી.

જય સત્ય દેવા પ્રભૂ, જય સત્ય દેવા.
આરતી ભાવે કીજે કરૂણાનીધી દેવા. જય૦ ૧
પ્રથમ મુની નારદ, ગયા વિષ્ણુલોકે પ્રભૂ૦ (૨)
સત્યદેવનું વૃત, લાવ્યા મૃત લોકે. જય૦ ૨
સતાનંદે પ્રથમ પુજન, બહુ કર્યાં. પ્રભૂ૦ (૨)
સંપતિ આપી તેને. દુઃખ તેનાં તો હર્યાં. જય૦ ૩
વિપ્ર ઘેર સત્ય દેવની કડીયારે કથા સુણી. પ્રભૂ. (૨)
કડીયાનાને તેથી મોક્ષ પદવી મળી. જય૦ ૪
ઉલ્કામુખ રાજાએ, નદી તીરે કથા કરી પ્રભૂ. (૨)
પુત્રને ગાદી સોંપી, સુખ સંપતી મળી. જય૦ ૫
સાધુ વણીકે આજ પ્રતીજ્ઞાઓ જુઠી કરી પ્રભૂ૦ (૨)
અંત સમે તો તેને, સુખશાંતી તો મળી. જય૦ ૬
તુગધ્વજ રાજાએ, પ્રસાદ ત્યાગ કરયો. પ્રભૂ૦ (૨)
પુત્ર મરણથી દુખી, અંત સમે પુત્ર થયો. જય૦ ૭
સુતપુરાણી આજ, સોનકને કથા કહી. પ્રભૂ૦ (૨)
ભાવ ભકતીથી વાંચી, સોનકે ચીત ધરી. જય૦ ૮
સત્યદેવની આરતિ, જે કોઇ ગાશે પ્રભૂ૦ (૨)
દાસ ચરણ રજ સેવી, ગંગારામ ગાશે. જય૦ ૯

પદ ૨૮ રાગ તમે ઓરાને આવો રે કહું એક વાતલડી.

આદ્યી અંબા સેવોરે, જુગમાં એ સાચી.
મીઠો અમૃત મેવો રે, બ્રહ્મા હરી હર જાચી. ૧
નારદ ગુણ ગાયે રે અમર સૌ રહે કામે,
વેદ ચારે વદે છે રે, મુનીજન પદ નામે. ૨
અદભૂત સ્વરૂપે રે જોગી જતી તપ કરતા,
અઘોરી ઉપાસે રે, બ્રાહ્મણ જપતપ કરતા. ૩
રૂષી પત્નીઓ ગાય રે ઉમંગો બહુ કરતાં,
જોગણીઓ આવી રે ઉદો ઉદો વદતાં. ૪
ચાચરમાં ઉભારે દીઠી બેઠી અંબા.
સિંહાસન રંભારે, સહુ આવી રંભા. ૫
મોહની મોહ રૂપે રે, અકળ કળા તારી,
ક્રોધથી ન કળાએ રે, અંબા બહુચર બાળી. ૬
નવરાત્રી આવી રે આનંદ મન થઇતાથા,
શહેરા દેવીની તાળીરે, પાડે થૈનારાતા. ૭
દેત્ર ભૈરવ જોવારે આવ્યા ઉમંગ ધરતા,
નાદ દુંદુભી થાયે રે ભેર ભૂગળ કરતા. ૮
ગરબો ગાય બાળા રે તુળજા ને કાળી,
ખોડીયાર અજાઇ રે મચાવી લે તાળી. ૯
ચામુંડ ને ચંડી રે, ત્રીપુરા સુખદાઇ,
અન્નપુર્ણા પારવતી રે લલીતા શ્રીમાઈ. ૧૦
સોળ છે સાથે રાણી રે ચાચર થઈ લાલી,
ગાવા સૌ મળીને રે એકાએક લે તાળી. ૧૧

ખેલ નઉતમ કરતાં રે આરાસુરમાં આવી,
રાસ રમતાં ફરતાં રે કલ્યાણી ને લાવી. ૧૨
એવી શોભા સુણીને રે શેવે નર નારી,
અંબા મન ગમીને રે નમી શેવો વારી. ૧૩
નવરા સહુ નતા રે આવે માજી પારે,
સંગ લાવે શ્રાવણે રે માસજ એ તારે. ૧૪
ચૌદશ અંધારી રે હવન થાયે રાતે,
સુત ભગવાનજી રે કરે હવન જાતે. ૧૫
હોમે શ્રીફળ ચુંદડી રે, ખીર ઘ્રત સાથે,
ગાય મંગળ નારી રે, પાડે તાળી હાથે. ૧૬
નમી પાવલે લાગે રે ધન્ય અંબા જાણી,
જુગ અંબા જાગે રે, આરાસુરની રાણી. ૧૭
કરૂણા કરો હમને રે પ્રેમે પાયે લાગુ,
રાખો અખંડ જોડી રે, માજી પાસે માગુ. ૧૮
રાખી આશ મેં તારી રે ગરબો મેં ગાયો,
અષ્ટમી અજવાળી રે પ્રસાદ પુરણ પાયો. ૧૯
સોમવારે ભાદરવે રે ઘણો થયો હુલ્લાસે,
અંબાનો લાલજી રે ચાચરમાં આવી ગાશે. ૨૦

## પદ ૨૯ રાગ ગરબી.

રંગ તણી હેલી અંબા આજે રંગ તણી હેલી. ટેક.
તાલ પખાજ વેણાજંત્ર વાગે, વહીએ અંબા પહેલી રે અંબા આ. ૧
થૈથૈકાર થાય મદમાતા લાગે અંબા વહાલી રે અંબા આ. ૨
રૂમઝુમ રંગ અતિ અંગ હસતા, ઉભા સહુ પાળીરે અંબા આ. ૩

સુંદર મુખને ભામણે જઇએ, રમતા રંગ રેલી રે અંબા આ. ૪
અબીલ ગુલાલ ઉડાવે લાલા, એક એક થેલી રે. અંબા આ. ૫
અંબાના લાલ વહાલ કરી રમતા, નારી ગાવે ઘેલી રે અંબા આ. ૬

પદ ૩૦ રાગ ગરબી૦

લાગે છે વહાલીરે અંબામા લાગે છે લાગે.—ટેક
સનમુખ સીંહાસન બેઠાં, અંબા બહુચર કાળી રે. અંબા. ૧
જરકશી અંબર અંગે ધરેણાં, અતિ બેઠી ધાલીરે અંબા. ૨
ઉઠીરે સીંહાસન પધારયાં, મદ મન થઇ લાલી રે અંબા ૩
અજાઇ વેરાઈ ખોડીઆર ભૈરવ નીહાળી રે. અંબા ૪
ચાચર જાતર જુગ સદાચર, સર્વ રહ્યા ન્યાળી રે અંબા ૫
અંબાનો લાલજી રંગ રંગીલો, રમતાં રહ્યા માહાલીરે અંબા ૬

પદ ૩૧ રાગ ગરબી.

દશમી અજવાળી રે અંબા મા દશમી અજવાળી.—ટેક.
આસો માસમાં અંબા રંબા, મળી સહુ નારી રે. અંબા. ૧
ઘેલી થઇને મદમાં માહાલે, વહાલી લાગે છે પ્યારીરે. અંબા. ૨
ચોશઠ જોગણી રંગભેર રમતાં, બની ઠણી સારીરે. અંબા. ૩
દશમે હવન બહુ કરાવે, બ્રાહ્મણ સુખકારી રે. અંબા. ૪
ભોજન પ્રેમથકી તે કરાવે, મીષ્ટાન કરાવી રે. અંબા. ૫
અંબાના લાલ વિજયા દશમીએ ગાયે વાણી તારીરે. અંબા. ૬

પદ ૩૨ રાગ પ્રભાતયાનો.

નીંદાવાળો નર ઝાઝું જીવો, પાપ જગતનું ધોવા રે.—ટેક.
આપણી નીંદા કોઇ કરે તો, સાંભળી રાજી થઇએ રે;
પુર્વના પાપનો મેલ ચઢયો હોય, તે જળવીણ ધોવાઇયેરે. નીંદા. ૧
નીંદા કરે તેમ રાજી થઇએ, ડરીએ નહી લગાર રે,

લાહીલુહીને પ્રાયશ્ચીત કાઢે, ઉતારે ભવ પાર રે. નીંદા. ૨
પ્રપંચ પાપનો છળ કરયો હોય, તે ન રહે આપ સાથેરે;
પ્રભૂના ઘરનો ગુન્હો કરયો હોય, તે નીંદાળાના માથેરે. નીંદા. ૩
જન્મની કુથલી કરતાં શીખ્યો, તે કદીએ ના ભુલે રે,
ધોબી ધોયાનું મુલ માગે છે, નીંદાળો ધુવે કમુલે રે. નીંદા ૪
જેમ કબીરજી નીંદા કરાવા, ચાલ્યા ગુણકા સાથે રે,
પ્રાશ્ચિત ખોવા મધુપાન ફેરો, શીસો ગ્રહ્યો તો હાથેરે. નીંદા. ૫
પુન્ય કરતાં કુથલી કરે કોઈ, તેમ હત્યા દુર થાયરે;
અંબાના લાલ કહે નીંદા થયેથી, રગત કોડ સહુ જાયરે. નીદા ૬

### પદ ૩૩—પ્રભાતીયું.

માન મુકી નમો માન મુકી નમો, પર્મ પરમેશ્વરી પ્રથમ કહીએ;
શકતી વિણુ શુન્ય સહુ ચર્ણ ચાલે નહિ, ચંડીકા માતને શરણુ રહીએ.
અંબીકા માતયે જેને કીપા કરી, નામ તે પુરૂષોનાં પુર્ણ રાખ્યાં:
ગ્રંથ તો બહુ રચ્યા ગુણીજને ગુણથકી, કાવ્યને શાસ્ત્ર શીધાંત ભાખ્ય
બ્રહ્માને સાહ્ય થઇ ભાવથી સારસ્વતી, વેદ તો ચાર વિખ્યાત કીધા;
વ્યાસ સુકદેવને પ્રસન્ન પરમેશ્વરી, દસ પદે અષ્ટ પુરાંણુ કીધા.
મારકંડ મુની મેહેર થકી ઉચર્યા, ચંડીપુરાણુ કૃપાએ કરીયુ;
દશ વળી અષ્ટનું આયુષ જે હતુ, તે પરે કલ્પજ એક શરીયુ.
મુઢને મુરખનું મહા દુખ ટાળીને, માજીએ કવિ કાળીદાસ કીધો:
ભારથી ભૂમીમાં માગ મોટો થયો, અનેક એવા કરી જસ લીધો.
ધન્ય તું ધન્ય તું જય ત્રિપુરેશ્વરી, સમરણુ સર્વદા જે કરછે;
ગંગાશંકર કહે બેઉ કર જોડીને, મનવાંછીત ફળ જે શરશે.

### પદ ૩૪—પ્રભાતીયું.

શ્રેષ્ટ તું સર્વદા શ્રેષ્ટ તું સર્વદા, પ્રથમા અંબીકા આદ્ય દેવી;

શીવ વીરંચી વિષ્ણુ પેદા કર્યા, ધન્ય છે અંબીકા આદ્ય દેવી. ટેક.
ચાર ભૂવન વિશે વાસ વારાહીનો, વીકટ તે કામ મા બહુજ કીધાં;
દાનવો દુષ્ટને દમન કીધા ઘણા, દેવનાં દુઃખ દારીદ્ર લીધાં. શ્રે. ૧
ઇચ્છાથી અર્બુદા અકળ ઉત્પન થઇ, કાળીનો પાર કોઇ ન પામ્યા;
પ્રાક્રમ તારાં પ્રૌઢ મા જોઇને, સનમુખ દેવોએ શીશ નામ્યા. શ્રે. ૨
ભક્તીતુ મુક્તી તું શક્તી તું સર્વમાં, વિદ્યાને બુદ્ધીમાં આવ્યા માજી;
દરશન તાહરાં દુર્લભ દેવને, નમી નમીને નીત્ય થાવુઉં રાજી. શ્રે. ૩
મધુને કૈટભ મા પ્રથમ તેં મારીયા, મહીશાસુર રક્ત બીજ રોળ્યો;
શુભની શુભને ધુમ્ર રાક્ષસ મારી, ચંડ મુંડને ચપટીએ ચોળ્યો. શ્રે. ૪
એવા અસુરતેં અનેક સંહારીયા, શક્ર ભૂજાને સહુ દેવ નમતા;
અંબાના લાલ કહે આપ કીરપાથકી, કોટી ત્રીવીધ તાપ સમતા. શ્રે. ૫

## પદ ૩૬—પ્રભાતીયું.

મસ્તક નામુ ઇશ્વરી માજી, આરાધુ મુજ માયરે. ટેક.
માનસરોવર તીરે ત્રીપુરા, જગત તણી જનેતાયરે;
અદ્ભુત આંગી આઇને ઓપે, યંત્રની પુજા થાયરે. ૧
આનંદે ચોઘડીયાં ગાજે, નીજ જન આવે ને જાયરે;
પ્રીત કરી પરમેશ્વરી પુજે, દુકૃત દુર પળાયરે. ૨
માનસરોવર નીરમળ જળમાં, પ્રીત સહીત નીત્ય નહાયરે;
એક ચીતે આઇને આરાધુ, સફળ કામ મુજ થાયરે. ૩
અવર શોભા તો અતી ઘણી છે, મુજથી નવ કેહેવાયરે;
અંબાના લાલ ભાવ ધરીને, અંબેના ગુણ ગાયરે. ૪

## શ્રી રૂકમણીનો સલોકો—પદ ૩૬

સરસ્વતી માતા માગુ છે માય, આલો અક્ષર વાચુ તે થાય;
પ્રથમ સમરૂ દેવ ગણેશ, બેહુ કરજોડી નમાવું શીશ.

ગેત્રશુ મુખોને લક્ષણુ બત્રીસ, કુતલપુર નગરી ભેખ મરાય;
તેમના ઘેર તે મોટી કન્યાય, પુછ્યા વિના તે સગપણુ કેમ થાય.
તેડાવો નારદ હરખજી રાય, લળી લળી લાગે ભેખમ નર પાય;
પાટ બેસારી બહુ માન દીધાં, ચરણુ પખાલી ચરણોદક લીધાં.
આપણા ઘેર કુંવારી એક, ત્રણ લોકમાં કરવો પ્રવેશ;
અનલ વર જોઇ દેવો ઉપદેશ, એટલે બોલ્યા રૂખેશ્વર બુદ્ધી વિચારી
દ્વારીકાં નગરીમાં દેવમોરારી, જાદવકુલ દીસે કૃષ્ણ કીરપાલ;
તેના લાલનો ન લહુ પાર, સ્વર્ગ મૃત્યુ ને પાતાલ જોહ.
દરશનને કાજે દમે છે દેહ, અમને પુછો તો તે વર કહીએ;
નકે તમારે જ્યાં દલ રાજે, અમે રૂષીશ્વર તેડયાતા સારાનો સાથ.
અમને દેખાડી ઉજવડ વાટ, વંદ્રાવનમાં વેડતો ઝાડ;
ભરી અાનીમાં સોંપ્યો ભરવાડ, ઘરડા થયા પીતા શી બુદ્ધ જાણે.
જે દહાડે એનો જન્મ હુવો, માત પીતાથી પડીગો જુવો;
નંદને ઘેર ચારતો ગાય, પ્રાણે થાપ્યાં જસોદા માય
મહીયારી કેરાં માંખણુ ખાતો, ગાંધ્રવ પાસે ગાવાને જાતો;
દહીં મહીનાં લેતો દાંણુ, સગી માશીના સોષા છે પ્રાણ.
મથુરામાં માર્યો માવલો કંશ, સદાય ગોઝારો જાદવનો વંશ;
સોખી સોખી તે પામ્યો છે રાજ, તે દેખાડયો છે નારદે આજ
આહીર કુલમાં આજે વડાઇ, ત્યાં કેમ દઇએ રૂક્ષ્મણી બાઇ;
દેવકન્યા તે ત્યાં કેમ દઇએ, સામા થઇએ તો કોઈ ખંડ લઇએ
ભૂપને તોલે નાવે ભૂપાલ, દેવ દાનવને રાજા શીશુપાલ;
તેના સમોવડ આપણુ ભાઇ, તેયાંના ઘેર કરવી સગાઇ.
પીતાજી કેરાં વચન ઠેલી, રૂકમઇએ લગન લખીને મેલ્યાં;
ચાલ્યા બ્રિપ્ર ત્યાં વારંવાર, જઈ પોહોચ્યા દ્રાવડ નગર મોઝાર.

ગયા વિપ્રને હરખ્યા રાય, કુમકુમને પાટે બેસણ્યાં થાય;
મળી સભાજન લગન વંચાય, લગન વધાઇ વિપ્રને વાળ્યાં;
જરાસંધ સરખો જુધ્ધો પરધાન, લખી કંકુતરી મેલી જાન.
કઇંક દેશના મોડબંધ ભૂપ, શું વખાણું તેમનાં રૂપ.
હદયલગે દલનો નહી પાર સાથે સેન્યા છે ક્ષોણી અગીયાર.
હાથીને હલકે ચલાવી જાન, ઉડે રેણુને ઝાંખ્યો છે ભાણ;
હલફલતા શુરા મોરે થઇ ચાલે, જવારના કાગળ જરાસંધને આલે.
ફુવારા પાસે કાગળ વંચાય, સામઇઆ કેરી સામગ્રી થાય.
એટલે રૂકમઇએ તોરી સણગારયા, રથ જોડીને સામા હોંકારયા.
સામઇયું કરીને વળીયા છે રાય, ફુલવાડીમાં ઉતારા થાય;
માળીએ ચડીને રૂક્ષમણીનીરખે, ગઢની સામે તે રેણ બહુ ઉડે,
કેહે જો પીતાને પોળેથી દેવરાવે, સરખી સાહેલી ઓચરી સખી;
એમ કેમ ઓચર્યાં ચંદ્રામુખી, જેવું રૂક્ષમણી તાહરૂં રૂપ.
એવો નહી કોઇ દ્રાવડનો ભુપ લાંબડ મુખો અતી રીસાલ,
કરડી નજરને અતી ઘણો કાળ ફટ વેરી તુ રૂકમઇઆ ભાઇ,
હતો જાણુ ને થયો પરણુ, ખરણુ પ્રભૂ કે તજી હું પ્રાણુ.
હરીભટ તેડાવ્યા ઘર દવાર, સાંભળો હરીભટ મહરી વાત;
જુગતપુરમાં જાવું માહરાજ, લાગવું ચરણે ને રાખવી લાજ;
વીપ્ર કહે સાંભળો બાઇ, વેરી અટંગો રૂકમઇઓ ભાઇ;
જાણે જીવતાં પાડે ખાલ, પછી શા થાએ ભટના હવાલ.
સરખી સાહેલી સાંભળ માય, લોભ વિના તે લક્ષણ કેમ જાય;
આલો મુકતાફલ મંદીરમાં મેલું કાગળ લખીને હરીભટને દેવું.
ખડીઓ દોત ને લેખણ સાઇ વિનતી લખે રૂકમણી બાઇ;
આંખે આંસુને નેત્રે નીર્ધાર, પ્રથમ ધર્યો તે મચ્છ અવતાર.

વેદ ચાલા તે બ્રહ્માના ચાર, બીજે લીધું તે કાછબા રૂપ;
પૃથ્વી મારી તે દાનવ ભુપ, ત્રીજે વારાહ રૂપ ધર્યો દયાલ.
અવની રાખી તે વદન વિચાર, ચોથે અવતારે નરસીંહ રૂપ;
માર્યો હીરણ્ય કંશ ભુપ, પાંચમે વામન ઇન્દ્રને કાજ.
બળીને આપ્યું તેં પાતાળનું રાજ, છઠે અવતાર ફરશુરામ;
બધી પૃથ્વીમાં વાળ્યો સંગ્રામ, સાતમે સાગર બાંધી છે પાજ.
રાવણ રોળ્યો તે ભકતોને કાજ, આઠમે નેહ્યાં તે અમને વિસારી;
જનમો જનમની દાસી તમારી, તમો છો પ્રભુ ચતુર સુજાણ.
જનમો જનમનાં પુરો એંધાણ, લખી કંકોતરી હરીભટને આલી;
ભટ ગયા તે ઝટ ઘેર ચાલી, વિપ્ર પોહોચ્યા તે ઘરદવાર
સુંદર રસોઇ નીપાવો નાર, આલ્યાં મુકતાફળ હરખ્યાં ગોરાણી.
મનગમતી તે રસોઇ કીધી, ઝટ બનાવી પીરસી દીધી;
જમી ભટ તે થયા છે તૈયાર, ગામ બહાર તે વાડી મોઝાર;
વિપ્ર સુતો તે કરાર કરી, આકાશ મારગે ઉડાળ્યો હરી.
ઝબકી જાગ્યો દીઠું અચરજ, શું થયું હરીભટ કેરૂં મૃત્યુક;
મૃત્યુ થયું હોય તો દેખાવે, સ્વર્ગ સાથે તે તુંબડી નાવે.
રત્નાસાગર સાગર નીરમળ નીર, જુવા જાદવના ઝોકાલાં તીર;
પુછ્યા વિના તે કેમ ગવાય, કુણુછે નગરો ને કુણ છે રાય.
જેને પુરયા છે અવનીના કોડ, દ્વારકાનગરીમાં રાજા રણછોડ;
ચાલ્યા ભટજી તો હરખે ધાઇ, પોળીયે જાત્રાની ના કેહેવરાવી.
સાંભળ પોળીયા વિનતી મારી આ કાગળ આપોને દેવમોરારી;
કાગળ લઇને પોળીઓ ચાલ્યો કૃષ્ણ પ્રભુને કાગળ આલ્યો.
કાગળ વાંચીને વિપ્ર તેડાવ્યા, ભલા કયેકા આવ્યાછો ચાલી;
ઉઠી મળ્યા તે બાથમાં ઘાલી, ઘણા દુરથી આવ્યા માહરાજ.
થાક લાગ્યો છે તમને આજ, ઉનાં પાણી મેલીને નવરાવો;

સારી રસોઇ તેમને કરાવો, રસોઇ કરીને થયા છે ત્યાર.
પાછલી ખટ ઘડી રહી રાત, ચતરભુજ ચઢીયા હરીભટની સાથ;
ઉતારા આલ્યા તે નવલે વાસ, ઉતરી વીપ્રએ કરીછે હડી.
રૂખમણી મોલે ગયો છે ચડી, ખમા ખમા તે માહરા તાત;
કેટલે આવે છે જાદવનો સાથ, જુગત જાલીયાં જુગત પરકાશ.
ઉતારા આલ્યા તે નવલે વાસ, સામાં મુક્તાફળ રૂકમણી આપે;
હરીભટ કેરાં તે દારીદ્ર કાપે, કુવારીની તે વીનતી સાંભળો બાપ.
અમારે પુજવાં અંબીકા માત, લેઇ સાહેલી પુજવા જાય;
આડા પડદા તે શોભે છે રાય, ચાલી પોકર્યાં તે અંબાના દેરે.
પરદક્ષણા કરીને સ્તુતી કરે, માતાજી પુરજો મનના કોડ;
વર આપજો રાજા રણછોડ, રૂખમણી પુજે છે રૂધારે અંગ.
ચાંદલીયો દીસે તે વીત્રાહનો રંગ, સેન્યાએ ભાળ્યું રૂકમણીનું રૂપ;
મુર્છા ઢળીયા તે દ્રાવડના ભુપ, કરઝાલી રૂખમણી લીધા રથમાંહી.
જડીયાં રૂખમાણી પડીયાં ભંગાણુ, ગડીયાં નીશાનને જાગ્યા રખવાલ;
દુષ્ટ દ્રાવડને તો ખબર કીધી, મહા દારૂણ તે જુદ્ધ તે થાય.
કૈક રાજાનાં મુસ્તક છેદાય, રણમાં ઉડે છે રૂધીરની ધારા;
કૈક પાળાને ઘોડે અસ્વાર, નગરી જોવેને મંડાણો ઘાય.
જરાસંઘ સરખો તે નાઠો જાય, જાદવે લુંટી તે કુવારી કન્યા;
તેને કીધો છે જબરો અન્યા, ઉઠયો રૂકમઇઓ ચડાવી કાળ.
સજી આયુધને દેતો બહુ ફાળ, દુરથી દીઠો તે રૂકમઇઓ ભાઇ;
સ્વામી ચલાવો રથ ઝટ દઇ, છોકરડાં ભાળીને રથ કેમ નાસે.
ભાગે જાદવ તો ભગની લાજે, રથ મરડી તે ઉભારે રાય;
બેઉ રૂકમઇઓ ત્યાંતોરે થાય, બોલ્યો રૂકથઇઓ અઠંગ બોલ.
કૃષ્ણે કર્યો તે વચનનો તોલ, ચતરભુજને ચડી છે રીસ;

ચક્ર ચઢાવ્યું છેદવા શીશ, કરજોડી લાગ્યાં રૂકમણી પાય.
કરો અપરાધ તે સ્વામી ક્ષમાય, નાગપાસથી બાંધ્યો તે રાય;
રૂકમણી મનમાં તે અતિ અકળાય, ફટફટ માહરાં આચાર રૂપ.
મુજ સારૂ તે અટવાણા ભુપ, માતાજી શીદ જનમ્યાં રૂકમણીબાઇ;
બેન સારૂ તે બંધાણો ભાઇ, અમને સ્વામીજી ઉચ્યુ જોવરાવો;
રથ છોડીને રેવંત બેસારો, અણવર વિના તે અડવીશી જાન.
આગળ દેવાશે કન્યાદાન, મોટો માંડવો ઘાલ્યો મોરારી;
મને હરખ ઘણેરો છે ભારી, માંડવે ચાવો ફોફળ પાન.
માગણને આપો તે ધન કેરાં દાન, ગુજરાત દેશને મીઠામાં વાસ;
શલોકો કહે ગંગારામદાસ, રાજમારગ ને ચૌટા નીવાશી.
શલોકો કહીને બોલીયા આશી, પ્રભુએ પુર્યા તે ભકતોના કોડ;
એકવાર બોલો શ્રી રાજા રણછોડ.

## વટલ્યા હોટલે હિંદુ.

### ગઝલ ૧.

અરે ચેતો તમે આર્યો, વટલાવ્યા હોટલે હિંદુ;
સુધારાનાં ગયાં કાર્યો, વટલ્યા હોટલે હિંદુ. ૧
ઉદાસી દીલથી ફરતા, સ્વદેશી કાર્ય નવ કરતા;
સદાયે ચાહને વરતા, વટલ્યા હોટલે હિંદુ. ૨
નહિ ત્યાં નાત કે જાત, નિરંતર ચા તણી વાત;
બની જાણે નવી નાત, વટલ્યા હોટલે હિંદુ. ૩
સગો ચા દેવનો બીસ્કુટ, સદાયે સંગ છે અખુટ;
પડી તે પર લુંટા લુંટ, વટલ્યા હોટલે હિંદુ. ૪
ચાહ બ્રાહ્મણ અને કોળી, કરે મુખવાસ થઇ ટોળી;
પછી એ જાતને બોળી, વટલ્યા હોટલે હિંદુ. ૫

ઉભા ત્યાં નોકરો રહે છે, પધારો સાહેબો કહે છે;
પછી પૈસા હરી લે છે, વટલ્યા હોટલે હિંદુ. ૬
ઉડાવ્યું હોટલે નાણું, ઉંચુ અપાય છે ખાણું;
સહુનુ એક છે ભાણું, વટલ્યા હોટલે હિંદુ. ૭
અરે ચેતો અરે ચેતો, પ્રીય આર્યો તમે ચેતો;
સ્વદેશી આ વચન કહેતો વટલ્યા હોટલે હિંદુ. ૮

## બગાડયો દેશ બીડીયે.

### ગજલ ૨.

સ્વદેશીઓ તમે સુણો બગાડયો દેશ બીડીએ;
ગયા વિદ્વાનના ગુણો, બગાડયો દેશ બીડીએ. ૧
બીડી દેખાવમાં છોટી, તથાપી દુર્ગુણે મોટી,
કરી અવગુણ તે કોટી, બગાડયો દેશ બીડીએ. ૨
પડે ચાંદી કલેજામાં, હકીમોનાં ચડે નામાં
સ્વદેશી સુખ નહી આમાં, બગાડયો દેશ બીડીએ. ૩
ટળે મુખની મનોહરતા, સબુધી જાઃ વધે જડતા;
છતી આંખે કુવે પડતા, બગાડયો દેશ બીડીએ. ૪
સીગારેટો સદા ભાવે, ડબલ નાણાં ભરી લાવે;
વિના તે એમના આવે, બગાડયો દેશ બીડીએ. ૫
દુકાનોની વધી રોજી, યુવાનો તો બને મોજી;
સીગારેટો કહે લ્યોજી, બગાડયો દેશ બીડીયે. ૬
બને ક્ષય રોગનો ભોગી, બીડીનો ધુમ્ર આરોગી;
વિચારો ના થશો રોગી, બગાડયો દેશ બીડીએ. ૭
અરે ચેતો બીડી યારો, બીડીથી તો સદાકારો.
કરો દીલમાં આ વીચારો, બગાડયો દેશ બીડીએ. ૮

## કુસંપે કેર વરતાયો.

### ગઝલ ૩.

જુઓ આ હિંદની માંહે, કુસંપે કેર વરતાવ્યો;
દશા બુરી થઇ એવી, કુસુંપે કેર વરતાવ્યો. ૧
કુસંપે કારવો પડતી, દશામાં આવીયા તે જો.
કળીનો કાળ ત્યાંથી છે, કુસંપે કેર વરતાવ્યો. ૨
ગયા છે પ્રેમના રસ્તા ગરીબી આવીઆં દુખો.
ગયાં કપટી સહુ મનડાં, કુસંપે કેરં વરતાવ્યો. ૩
પૃથુ જયચંદ્રના વેરે, ગયાં રજપુતનાં રાજ્યો;
ખરે એ હિંદ દુર્દૈવે, કુસંપે કેર વરતાવ્યો. ૪
કુસંપે થાય સહુ કુડ, વિચારી જગતમાં જુઓ;
સુસંપે તો થશે રૂડુ, કુસંપે કેર વરતાવ્યો. ૫
કુબુધીથી કુસંપો છે, કુસંપે જુલ્મ આવો શો;
ભિખારી હિંદમાં ભટકે, કુસંપે કેર વરતાવ્યો. ૬
બનીને આર્ય હે શાણા, ધરોને દીલ સુંસંપો;
રહે એથી પ્રભુ પક્ષે, કુસંપે કેર વરતાવ્યો. ૭
અહો હે ભારતી દેવી. તનુજો પર દયા કરજો.
સુબુધી સર્વને આપો કુસંપે કેર વરતાવ્યો. ૮

## મધુયે માપ ના રાખ્યુ.

### ગજલ ૪.

સુણો આર્યો વચન મારાં, મધુએ માપ ના રાખ્યું;
સદા સેવન કરનારા, મધુએ માપ ના રાખ્યુ. ૧
મધુમાં છે અનાચારો, અરેરે આર્ય વીચારો;
પડયો ખોટો જુઓ ધારો, મધુએ માપ ના રાખ્યું. ૨

પીવાથી ચીતભ્રમ થાએ, કરેલાં પુન્ય પણ જાએ;
દુઃખો ચોપાસ વિંટાએ, મધુએ માપ ના રાખ્યું. ૩
નહી કરવાં ધરે ભોજન, રાખે છે મધુમાં મન;
બગાડે હસ્તથી એ તંન, મધુએ માપ ના રાખ્યુ. ૪
મધુ એ છે સુખો હરતા, દરીદ્રોને દુખો કર્તા;
કુબુધીએ અરે મરતા, મધુએ માપ ના રાખ્યું. ૫
વળી લે ગ્લાસ વીસ્કીનો, રૂપૈયો આપીને ફ્રિનો;
પડી કુટેવ સહુ દીનો, મધુએ માપ ના રાખ્યુ. ૬
મધુ પીનાર છે પાપી, કુબુધી દીલમાં વ્યાપી;
ખરે સુબુધી તો કાપી, મધુએ માપ ના રાખ્યું. ૭
બનીને આર્ય હે શાણા, પીઓ ખાઓ ઉંચાં ખાણાં;
મધુમાં ગુણ શું જાણ્યો, મધુએ માપ ના રાખ્યું. ૮

## તમારો ગર્વ ખોટો છે:

### ગજલ ૫.

કરે છે ગર્વ લોકો જે, સદાએ કષ્ટ પામે છે;
અહંકારો નહી છાજે, તમારો ગર્વ ખોટો છે. ૧
ગણાએ નામ રાવણનું, હતો લંકાગઢે રાજા;
કીધા સહુ દેવને કેદી, સમુદ્રોએ મુકી માજા. ૨
ગુંથાવે હાર ઇંદ્રથી, બનાવ ધોબી ક્ષાનુ;
ભરે પાણી બીજા દેવો, ધરે નિત્યે દીપક ભાનુ. ૩
હરાવે સેવ દેવોથી, હતો ગર્વિષ્ટ તે પોતે;
તે હંકારી બન્યાથી તે, ગયો છે મર્તમાં જો તે. ૪
હતો એવો જે બલવંતો, પ્રભુએ ગર્વ ભાગ્યો છે.
લઇ અવતાર તે પોતે, તમારો ગર્વ ભાગ્યો છે. ૫
કુવાથી ગર્વ શું થાયે, તળાવો તેથી મોટાં છે;

હશે તેથી નદી મોટી, તમારો ગર્વ ખોટો છે. ૬
વધે અભીમાન જે વખતે, કરો ઉંચી તમે દ્રષ્ટી;
જશે એ ગર્વ તુંમારો, નિહાળો આ બધી સૃષ્ટી, ૭
વિવેકી ગર્વ નવ ધારે, અમારાથી એ મોટો છે;
અહંકારો નહી છાજે, તમારો ગર્વ ખોટો છે. ૮

ગજલ ૬.

રૂડા એ ગામ ખારામાં, જગ્યા છે જાણીતી જામી;
બીરાજે મહંત પદવીએ, મહાદેવપુરીએ સ્વામી. ૧
દયાળુ સ્વામીજી સારા, વળી એ જ્ઞાનમાં પુરા;
લઘુવય છે હજુ તોપણ, સદા સત્કાર્ય કરનારા. ૨
સદાએ જ્ઞાનની વાતો, મુખેથી એજ ઉચરતા;
વળી એ સંત સાધુનો, સમાગમ તો સદા કરતા. ૩
જગાની દેવ સેવા તે, સદાશંકર પુરી કરતા;
અખાડે કોઇ આવે તો, સદા સનમાન તે કરતા. ૪
બળેવેકાવડે ચાલી, કુલિ તો હાથમાં ઝાલી;
ધર્મની ડેધ સંભાળી, અખાડામાં રહ્યા માલી. ૫
મહંત શ્રોના ગુરૂભાઇ, જીવાપુરી ઘણું જીવો;
સહુનો પ્રેમ આદરથી, સદા સનમાન તે કેવો. ૬
અહો શ્રી અંબીકા માતા, મહંતશ્રીનું રૂડુ કરજો;
કથે છે દાસ ગંગારામ, વિનંતીને દીલે ધરજો. ૭

ગજલ. ૭

કરે નિંદા અમારી કો, અમોને છે નહિ પરવા;
કરે મહેનત બિચારા તે, અમારાં પાપને હરવા.
લઈ પૈસા અને ધોબી, અમારાં વસ્રને ધોતા;
વિના પૈસે જનો એવા, અમારાં પાપને ધોતા૯.

હશે જે બાયલા પોતે, અગર ધંધા વિના ફરતા;
અદેખા એકઠા થઇને, અવર નિંદા અરે કરતા. ૩
કરીને કુથલી એવી, અવરનાં ઘર ભગાવે છે;
નથી કંકાસ જે ઘરમાં, તહાં ટંટો જગાવે છે. ૪
જગતમાં સહુ જન સારા, કણુધી ના બહુ પ્યારા;
નરકે તેજ જનારા, કથેછે દાસ તુમારા. ૫

ગજલ. ૮

પ્રતાપી કે પ્રભુ પ્યારા, મને આધાર છે તારો;
ભાવેથી ભાન દે સારૂ, પ્રભુ ઉદ્ધાર કર મારો. ૧
તમારૂં શરણુ મેં લીધું, ભરૂંસો એક છે તારો;
ગરીબ પર ધ્યાન દો પ્યારા, ભલા શું વાંક છે મારો. ૨
રજા મેં આપની લીધી, પછી સંસારમાં આવ્યો;
ગગનમાં જીંદગી ગાળી. હવે હરિ રસ મુને ભાવ્યો. ૩
નેતા છો આપ સહુ જગના, સહુનેસ્થાન સુત દીધું;
સફળ સંસાર છે સુખીયો, ભલા મેં શું બુરૂં કીધુ. ૪
ગરીબની અરજી આ સુણીને, સ્વામીજી ધ્યાનમાં ધરજો;
રખડતા દીન જનની હો, સપાટે સહાયતા કરજો. ૫
ગુરૂના શબ્દપર ચાલી, ઘણાં સંકટ સહન કીધાં;
અંબેના ચરણુમાં મળવા, બહુ બહુ દુખડાં લીધાં. ૬
ઇસવીસન ઓગણીશો, સાલ ઇઠયોતેર તણી ચાલે;
કરી મેં ચોપડી તે દી, ધરી હૃદયે ઘણો વ્હાલે. ૭
ચીરંજીવી રહો વાંચક, વદી વાણી આ તમ દાસે;
કથેછે દાસ ગંગારામ, ભજે તે પરમપદ પાસે. ૮

ગજલ. ૯

ધરમ તો આપનો પાળો, તજી નવા ધર્મનો ધારો;
રઘુપતી ઉરમાં જાણો, અંબેનું નામ સંભાળો. ૧
મળ્યો આ મનુષ્યદેહ મોંઘો, મુર્ખ તું જાણ નહી સોંઘો;
દાખલ થવા સ્વર્ગમાં ધારો, અંબેનું નામ સંભાળો. ૨
બાલાપણુ ખેલમાં ખોયો, યુવાની રામાશું મોહ્યો;
વાયદો નજીક છે તારો, અંબેનું નામ સંભાળો. ૩
સહુ રહો સર્વદા સંપી, રહે જેમ સાથમાં પંખી;
વહેલો વાયદો તારો, અંબેનું નામ સંભાળો. ૪
લગાવો અંબાસેં પ્રીતી, ચલાવો કુળની રીતી;
ભજાવો આપનો ધારો, અંબેનું નામ સંભાળો. ૫
દાદાની રીતીને જાણો, ફેંનશીમાં નહીં મજા માણો;
સહુ શુભ રસ્તે પગ ધાલો, અંબેનું નામ સંભાળો. ૬
સુસંપે સર્વદા સારૂ, વીશેષે કહેવું તે મારૂં;
બીજે નહિ શાન્તિ ઉરધારો, અંબેનું નામ સંભાળો. ૭
રમતમાં શું રહ્યા રાચી, મનુષ્ય દેહ નહી મળે પાછી;
અંબાના લાલને તારો, અંબેનું નામ સંભાળો. ૮

## નવીન વરસોના કુંડળીયા.

### સંવત ૧૯૭૮ સને ૧૯૨૧.

ભાવી ભાખુ ભવણુ સો, સબહી અઠોતેર;
શની રાજવર સતાસમે, વસુ વિકાસે વેર.
વસુ વિકાસે વેર, ફેર અંગીરા આયે;
આસુ ચંદ્ર આકાશ, ગણીત રાંક શાગ્રાયે.

કહે સુ શંકર સત્ય, જગત જન આરત ભાવી;
સમય આધાર ન સોય, ભવણુ અભ ભાંખુ ભાવી.

## ટીકા.

પૃથ્વી પ્રગટે, દુશ્મન જાગે, રોગ થાય. પ્હોતેર માસનો શની છે. વેર જાગે, આસોમાસમાં ચંદ્રગ્રહણુ છે. અંગીરા સંવત્સર છે. વાયુ, જળ, અગનીની હરકત થશે, હીમની બીક. ઉત્તરમાંથી તોફાન જાગશે

## સંવત ૧૯૭૯ સને ૧૯૨૨.

ઓગણુએસી આવતાં, બણ્યા બુધ નૃપ વર્ષ;
રાહુ રવીહિ રૂદહી, દેખો ભાદુ દર્શ.
દેખો ભાદુ દર્શ, પર્શ ઘટી પાંચ પ્રમાણે:
ખપર ખલકમે ખેલ, તેલ તુપતંઅકી તાણે:
કહે સુ શંકર સત્ય, પ્રવર્તે સંવત્સર પેશી.
સાતમાં શ્રીમુખ નામ, આવતાં ઓગણુએસી.

## ટીકા.

ઓગણુએસીની સાલમાં બુધ રાજા છે. ભાદરવામાં સુર્યગ્રહણુ થશે. મરકીનો રોગ થશે તેલ અને ઘી તણાશે. સંવત્સર સાતમો છે તે સારો છે.

## સંવત ૧૯૮૦ સને ૧૯૨૩.

આયા એસી અવનીયા, પાયા કે પિછાન;
આયા વરન વીશ્વમે, વસ્સર મોધા ધાન.
વરસર મોધા ધાન, ભાન વર્ષકા બુપા;
ભણુત સંવત્સર ભાવ, કુની તોય વધહી કુપા.

કહે સુ શંકર સત્ય, શશીમાં સંકટ સેશી;
નાદ ઘટી નીરધાર, વર બુધ આયે એંશી.

ટીકા.

એંસીની સાલમાં અનાજની મોંઘવારી. રાજા રવીછે. સંવત્સર ભાવ છે. વરસાદથી કુવામાં જળ વધશે. ચંદ્રગ્રહણ છે. નવ ઘટીનુ પરબ છે.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૪.

અંત સમહી સમજીયો, અંતે બરનુ ખ્યાલ;
એકાશીકા આવતાં, મંદ હોય મૈથાલ;
મંદ હોય મૈથાલ, કાલનેં કરડા કહેશે;
માઘ શ્રાવણ દો મધ્ય, શશી શીર શંકટ સેશે.
કહે સુ શંકર સત્ય, સુવા આખર કે અંતે;
ધર નર ધારે ધીર, સમજીયો સબહી ચીતે.

ટીકા.

એકાશીની સાલમાં શની રાજા છે. કાળ નથી, પણ કરવડુ છે. માહા અને શ્રાવણ માસમાં ચંદ્રગ્રહણ છે. આ સાલમાં વરસ સંવત્સર છે, તે અંતે ધીરજ થાય.

સંવત ૧૯૮૨ સને ૧૯૨૫

ચીત દઈ સબહી સુણો, બરનુ બ્યાસી વીર;
બુધ અને નૃપ વર્ષકા, વરસે વીશ્વે વાસ.
વરસે વીશ્વે વાર, કારે ફલી શાકમાને;
શ્રાવણ સુદી જે ચંદ, દસે પોસે મદતેરા
કહે સુ શંકર સત્ય, મનુષ મન મોહ બઢેમે;
ધાતા દસમે ધાર, સમજીયો સબહી ચીતે.

## ટીકા.

બ્યાસીમાં રાજા બુધ છે. જગતમાં વરસાદ થશે. રાજાનો અમલ ઘટે. શ્રાવણ અને પોસમાં ચંદ્રગ્રહણ થશે. માણુસમાં હર્ષ થસે ધાતાની સુબોધ અંવસર છે. આ સાલે દેશના કોઇ ભાગમાં કહેવરાવશે.

## સંવત ૧૯૮૩ સને ૧૯૨૬.

તપાસી બતીયાં તાસીકી, ખાશી રાસી નાહિ;
ચંદ્ર રાજહે સાલકા, ગ્રહન જોગ નૈગ્રહી.
ગ્રહન જોગ નૈગ્રહી, થાય મરકીકો થાને;
ઉડગન ધુમા આકાશ, ધરા શીરની પનધાને.
કહે સુ શંકર સત્ય, નરા દુખ વીપતી નાશી;
ઇશ્વર અગીયારે સત્ય, તાંશીકી બાત તપાશી.

## ટીકા.

તાશીની સાલ ખાશી રાજા ચંદ્ર છે. ગ્રહણ નથી. મરકી પ્રથમ જણાશે. ઉડગન ધુમાનામ પુંછડા સહીત તારો ઉગશે. અનાજ નીપજે ઇશ્વર સંવત્સર છે તેથી દુઃખ થાય નહી.

## સંવત ૧૯૮૪ સને ૧૯૨૭.

ચોરાશીકી ચીત ધરો, રવી ભયે વર્ષ રાય;
બૌધાન્ય આવે બારામાં, શશી રવી સહુ ન સાય.
શશી રવી સહુ ન સાય, થાય પીડા કો થાને;
જાની કુમતી જલદ, કૌતક હો સુકાણુ કાને.
કહે સુ શંકર સત્ય, તત્વ હે કાયા તાકી;
શહીરાહો જગમે રાડ, ચીત ધરો ચોરાશીકી.

## ટીકા.

ચોરાસીમાં રવી રાજા છે. ગ્રહણ નથી. બૌધાન્ય સંવત્સર છે

પૃથક પીડા છે. વરસાદ કાંઇ વધારે ને કાંઇ થોડો. સાલમાં કોઇ નવો બનાવ સાંભળવામાં આવે રાજાની રાડ જણાશે.

**સંવત ૧ ૮૫ સને ૧૯૨૮.**

પરખ્યા પ્રીછા પંચાશીકી, નરખ્યા સમય સોનીક;
નરખ્યા રહે ન તોયકી, જરકી જીમુત જીક
જરકી જીમુત જીક, ઠીક સુર ગુરૂ નૃપ વર્ષ;
આસો માસ અમાંસ, દગુદીન કરજુધ દરસે.
કહે સુ શંકર સત્ય, વીશ્વમે વરસે વરખ્યા:
હરખ્યા પ્રમાથી પ્રાય. પંચાશીકી દેખો પરખ્યા.

**ટીકા.**

પંચાસીની સાલમાં સમય સારો છે. વરસાદની તાણું રહેશે. નહી પણ જીમુતનામ વરસાદ ખુબ ઝીકશે ગુરૂ રાજા છે. આસો માસમાં ગ્રહણ છે. સંવત્સર પરમારથી છે તે સારો છે.

**સંવત ૧૯૮૬ સને ૧૯૨૯.**

સાલ તપાસી છયાસીની, ખાસી શશી નાહી;
વાંચી વીરલા વીચારતે, મુકર કરો મનમાંહી.
મુકર કરો મનમાંહી, થાકી બુધ રાજા વરસે;
ચૈતર સુર રાહુ સંજોગ, દેશ આનકો દરસે.
કહે શુ શંકર સત્ય, ભાવ પીઠ ન આકરી ભાસી;
વિક્રમ વરતે વિશ્વ, છયાસીકી સાલ તપાસી.

**ટીકા.**

છયાસીની સાલ સારી છે; તે વીર પુરૂષોના મનમાં મુકરર વાત જાણજો રાજા બુધ છે. ચૈત્ર માસમાં ગ્રહણ છે. પણ તે બીજા દેસે દેખાશે વિક્રમ સંવત્સર છે. પીઠબજાર આકરી નથી.

### સંવત ૧૯૮૭—સને ૧૯૩૦

સાધારણુ સો સમયકો, વરસે વીશ્વે કાલ;
શાસે ગુન બે રચંદ તે, સત્યાસીહી સાલ.
સત્યાસીહી સાલ, ભુપ બુધ બન્યા તે વરસે;
સીત સમીરા સંક, ભુવીગદ શીલી ભરખે.
કહે સુશંકર સત્ય, તુગી પ્રાવીટ વસે તોય;
આખર નર આનંદ, સમયકો સાધારન સોય.

### ટીકા.

વરસાદ થશે. વરસ સમધારણ, પણ આખરે માણસ આનંદ રહે તે બુધ રાજાનું ફળસે. ટાઢને પવનનું જોર; સીતળાથી બાળક મરે.

### સંવત ૧૯૮૮—સને ૧૯૩૧

વર્ષ અઠયાસી આવતાં, ભયે ભૃગુ વર્ષ ભુપ;
મોઘા કરસુ મેહની, તાજા તીલ તુલ તુપ.
તાજા તીલ તુલ તુપ, ધુપર વીધ મહી ધરશે;
ચૈત્ર ભાદુકા ચંદ્ર, ખલકમેં વૃષ્ટી ખાશી.
કહે સુશંકર સત્ય, દગુયત દધીસુત દરસે;
ચીત્ર ભાનુ તે સાલ, આવતાં વર્ષ અઠયાસી.

### ટીકા.

અઠયાસીમાં રાજા શુકર છે. મોંઘવારી જણાશે. તલ, રૂ ને ઘી તાજાં થશે. તડકો પડશે. ચૈત્ર ને ભાદરવામાં ચંદ્રગ્રહણ છે વરસાદ સારો થશે.

## સંવત ૧૯૮૯—સને ૧૯૩૨

નર રહે નીધડકને વાસીમે, કડકન કહીયે કોય;
ચડકન દુભંખર દેશમે, શશી સુત રાજા સોય.
શશી સુત રાજા સોય, કોઇ ગ્રહ નહી મકરકે;
ભાદુ પુનમ ભેદ ખેદ, ઘટીનંદ જાજરકે.
કહે સુશંકર સત્ય, શુભાનુ સતરમાં શુભ છે;
દુખરૂજ કરહી દુર, નેવાસીમે નીધડક નરને.

### ટીકા.

નેવાસીમે નીડર રહેવું. કાળ નથી. રાજા બુધ છે. ચંદ્રગ્રહણ છે. ભાદુ પુનમે નવ ઘડી દેખાશે. સુખી લોકો થશે.

## સંવત ૧૯૯૦—સને ૧૯૩૩

નીશ્ચે ધારો નેવુંકી, ચંદ્ર વરસ સીરદાર;
તારણ સંવસરતા સમે, વરસે વાર અપાર.
વરસે વાર અપાર, શ્રાવન રવી રાહુ સાસે;
મહા મંગળ અમાંસ, દગુદીન નૈ દેખાશે.
કહે સુશંકર સત્ય, વીશ્વમાં એવો વારો;
ટાઢ ડાડકા દરદ, નેઉકી નીશ્ચે ધારો.

### ટીકા.

નેવુંની સાલમાં ચંદ્ર રાજા છે. તારણ નામ સંવત્સર છે. વરસાદ ઘણો થશે. શ્રાવણ માસમાં ચંદ્રગ્રહણ થશે ને માહ માસમાં સુર્યગ્રહણ થશે પણ આપણને નહી દેખાય. ટાઢ હીમ ડાઢનો ભય.

### સંવત ૧૯૯૧—સને ૧૯૩૪

સાલ એકાણું આવતાં, ભગુ હોય વરસ ભુપ;
પેખો સંવત્સર પારથીવ, ઓગણાશીયે અનુપ.
ઓગણાશીયે અનુપ, ધુપ ધગત ધન ધરશે;
પોસ અસાડી ઉભય, પુનમ શશી દગુવે પરસે.
કહે સુશંકર સત્ય, ત્રાસ તસ્કર તે ટાણું આવે;
જન આરત જગ જાણું, આવતાં સાલ એકાણું.

#### ટીકા.

એકાણુંની સાલમાં રાજા શુકર છે. વરસ સારૂ છે. તડકો બહુ ને વરસાદ થશે પોસ અને અશાડે ચંદ્રગ્રહણ થશે. ચોરનો ભય થશે; રોગ ચાલશે.

### સંવત ૧૯૯૨—સને ૧૯૩૫

બાન બઆણું બાણુંકી, જાણું ગુરૂ ગમ જોઇ:
ટાણું બ્યયનું તે સમે, આણું અનુભવ ઓઇ.
આણું અનુભવ ઓઈ, હોય ગ્રહ ન આકાશે;
પોસ પુનમ વરસ, ગીલત ઘટી અવ્રખ ઓરસે.
કહે સુશંકર સત્ય, ધ ધધર ઉતર ધુકાણું,
સુરગુરૂ વરસકા હય, બાણુંકા બતીયાં બખાણું.

#### ટીકા.

બાણુંની સાલમાં ગુરૂગમ જાણો કે વરસ સારૂ છે. પોસ માસમાં સુર્યગ્રહણ છે. ઉત્તરમાંથી ધંધ જાગશે માટે ચેતતા રહેવું.

### સંવત ૧૯૯૩—સને ૧૯૩૬

તાણું આયા તા સમય, ભુપ ભયા કે ભોમ;
દશ જેઠી રીન કરગ્રહે, સંજોગ રાહુ સોમ.

સંજોગ રાહુ સોમ, અસાઢકી પુનમ આતે;
જીમુત જરશી જગતમે, ઠોરકા થોડા થાન.
કહે સુશંકર સત્ય, જગત કણુ મોંઘા જાણું;
સર્વજીત સંવત્સર સાલ, તા સમય આયા તાણું.

## ટીકા.

તાણુમાં મંગળ રાજા છે. જેઠમાં સુર્યગ્રહણુ છે. અશાડી પુનમે ચંદ્રગ્રહણુ છે. વરસાદ સારો થશે. અનાજની મોંઘવારી થશે.

## સંવત ૧૯૯૪—સને ૧૯૩૭

સાધારણુ સો સમજીયો, ચોરાણુંકી સાલ;
તો જરધર સરવર ભરે, શશી વરસ શીરદાર.
શશી વરસ શીરદાર, ભાર નૈ દગુશશી ભાનુ;
જવ નદ વનકા જોર, ઠોર હોય કષ્ટ કહેવાનું.
કહે સુશંકર સત્ય, કવી જવર કયાહે કારણુ;
સર્વ ધારી સો ચરત, સમજીયો સો સાધારણુ.

## ટીકા.

આ ચોરાણુંમાં વરસાદ બહુ થશે. રાજા ચંદ્ર છે. ગ્રહણુ નથી. રોગ ચાલશે.

## સંવત ૧૯૯૫—સને ૧૯૩૮

પખુ પંચાણું પ્રથમસે, આગુ ભર્યા અનીક;
સો સમે અબ ચલ ગયે, નીરખો આયા નીક;
નીરખો આયા નીક, બીક નૈ વર્ષ બુરાહી;
અધીપતી ઉસ્ના આઇ, ગ્રહી કાતીચંદ છોહી.

કહે સુશંકર સત્ય, તયન અન્ન ઉત્પન ટાણું;
વાંરોધી ડરકા ડાઢ, પ્રથમ સો પેખ પંચાણું.

ટીકા.

ગયો પંચાંણુવો કાળ હતો પણ આ સગાળ છે. રાજા શુક્ર છે. કારતીકમાં ચંદ્રગ્રહણ છે. વરસાદ બહુ થશે.

સંવત ૧૯૯૬ સને ૧૯૩૯.

સુભીક્ષ હોશે છનવો, ઘેર ઘેર અતી આનંદ,
ભોમ વરસકા ભુપતી, રાજ રાજ વીગ્રહકા ફંદ;
રાજ વિગ્રેકા ફંદ ચંદ વૈશાખી શાસે,
અશ્રુ ઘટી અનુમાન, નવા તે નખતા થાશે;
કહે સુશંકર સત્ય, પ્રસુ ન અકાલી વીકસે;
સો વીશે વિકની સોય, છનવો હોશે સુભીક્ષે;

ટીકા.

છનવાની સાલમાં ઘર ઘર આનંદ થશે, રાજા મંગળ છે. રાજાઓમાં ફંદ જાગશે. વૈશાખમાં ચંદ્રગ્રહણ થશે, કોઇ નવો બનાવ બનશે. પુલ રત વીના ઉઘડશે વરસાદ સારો છે.

સંવત ૧૯૯૭ સને ૧૯૪૦.

સાલ સતાણું સોધતાં, મયક વર્ષ મહીપાલ;
પશ્ચીમ પાવસ પેખલે, મહીખી મસ્તા માલ;
મહીખી મસ્તા માલ, કાલ નર કહે ન કોઇ;
તરણ સરણકા સુખ, દુઃખદત્ત પુરવ હોઇ;
કહે સુશંકર સત્ય, નવીન કોઇ નીરખે નાણું;
ખર ઘર અનળ અનીલ શોધતાં સાલ સતાણું.

## ટીકા.

આ સાલે રાજા ચંદ્ર છે. પશ્ચીમ દ્વારામાં વરસાદ થશે તો સૌ મરતાન બનશે. કાળ નથી. પુર્વમાં દુઃખ છે. આ સાલે નવું નાણું દેખાશે અગ્ની વાયુનું જોર થશે.

## સંવત ૧૯૯૮ સને ૧૯૪૨.

અંતે રૂડો અઠાણુંવો, શુકર ભયે સીરદાર;
સંવત્સર આતા છવીશમા, નંદનનો નીરધાર;
નંદનનો નીરધાર, વાર અક નત્રો આસે,
અર્ક ભાદુ અમાસ, સુદી પુનમ પણ સાસે;
કહે સુશંકર સત્ય, સુધડ નર ધારો ચંતે;
ફાગણુ પુનમ ફરે, અઠાણુવો રૂડો અંતે.

## ટીકા.

અઠાણુંની સાલમાં રાજા શુક્રર છે. ભાદરવામાં સુર્ય ને ચંદ્ર-ગ્રહણ છે. ને ફાગણમાં ચંદ્રગ્રહણ છે. વરસાદ સારો થશે.

## સંવત ૧૯૯૯ સન ૧૯૪૨.

નરભે એ વર્ષ નવાણુવો, કુવીશ વર્ષ કુજ;
મે વરસે દર સેદની, રાડ દીખણુ નર રૂજ;
રાડ રીખણુ નર રૂજ, જુજ જન જવર ધર જાહી;
શશી રવી રહે ન શંકા, ગગન તે રાહુ ગ્રાહી;
કહે સુશંકર સત્ય, દની કોઈ દેશમે દુરજે;
વિજય એ વારા વિશ્વ. નવાણુંવો વરસ એ નરભે.

## ટીકા.

વર્ષ નિરભય પાયો છે. વરસાદ થશે. દુઃખ દળાશે. રાજા મંગળ છે. રોગ ચાલશે ને ભય જણાશે વરસાદ થશે.

**સંવત ૨૦૦૦ સને**

સૈકા આયો તા કી સમે, રવી વરસકા રાય;
અર્કો ગ્રહે અશાડકા, દેશ એહિ ન દેખાય.
દેશ એહિ ન દેખાય, સાકે ફેર શ્રાવનચંદા;
અશૂધટી અનુમાન મહીપતી કહા કે મંદા
કહે શુશંકર સત્ય, મોહે મન અંતે મહીકા.
રખો ધર્મ એ ધ્યાન, તાહી સમે આયો સૈકા.

**ટીકા.**

સૈકામાં સુર્ય રાજા છે. આકાશે સુર્યગ્રહણુ થશે. દેખાશે નહી; શ્રાવણુમાં ચંદ્રગ્રહણુ થશે; વરસ રાશી અંતે આનંદ થશે. ધર્મમાં ધ્યાન રાખવાથી સુખી થશે; એજ. ( આ કુંડળીયા જગત માટે ભેટ આવેલી તે આ ચોપડીમાં દાખલ કરયા છે. )

---

## કળિયુગનાં કર્મ.

કલીયુગ એવો આવીયોરે, થયો વીરોધ અપાર;
જગતમાં ઝગડા જાગીયા, નથી કોઇને વીચાર. ક૦ ૧
જાડાં તે લુગડાં જાતાં રહ્યાંરે, થયું ઝીણાનું જોર;
ગોદડાના ગાભેથી ગયાં, પૈસા લઇ ગયા ચોર. ક૦ ૨
ફેનસીમાં સરવે મોહી રહ્યુંરે, આખર ફના તો થનાર;
દેશી ને માન નવ આપીયું, લાજ વીનાનો ગમાર. ક૦ ૩
જમીનમાં નીપજ નહીરે, ઘણા કાળ તો દેખાય;
દુખી દુનીયાં થઇ આ સમે, તોય ફેનસી ન જાય. ક૦ ૪
રાંધેલા અન્ન વેચાય છેરે, થયું હોટલોનું જોર;

નાટક વીના તો ચાલે નહી, તે તો ફેનસીનુ જોર. ક૦ ૫
અનાચારો બહુ આદરેરે, ઘોડા ગાડીમાં જાય;
મોટર વીના તો ચાલે નહી, જોડા પહેરીને ખાય. ક૦ ૬
નાણા રૂપાનું જાતું રહ્યુંરે, અતીશે નોટોનું જોર;
અગ્નીમાં કૈક બળી ગઈ, કૈક ખઇ ગયાં ઢોર. ક૦ ૭
ગાયોની હત્યા બહુ થઇરે, બળદ મોંઘા વેચાય;
દુધાળી ભેંસો લઇ ગયા, દુધ છોકરાં શું ખાય. ક૦ ૮
મલાઈ કાઢવા આવીયારે, દુધ મોંઘાં વેચાય;
ખોળ્યું તે ઘૃત જડે નહી, હવે મેમાન શું ખાય. ક૦ ૯
વેશ્યામાં પૈસા ગમાવતારે, જોયા નજરે અપાર;
દીવાના દારૂ બહુ પીયે, કોણુ માતા કે નાર. ક૦ ૧૦
પુન્ય ખાતાળે જતું રહ્યુંરે, પાપ નજરે દેખાય;
લક્ષ્મી લુટાણી લોકોતણી, પૈસો એક ન દેખાય. ક૦ ૧૧
અધરમ વાણીયે આદર્યોરે, વ્યાજ લેવા અપાર;
દુનીયા બધી તો ડુબી ગઇ, સત્ય કોણુ તો જોનાર. ક૦ ૧૨
લોકોમાં સહુ લાલચુરે, લાંચ હમેશાં તે ખાય;
દુનીયાં દીવાની બની ગઇ, કોઇ સારૂ ન દેખાય. ક૦ ૧૩
રહિયત પોકારે રાજમાંરે, દુઃખ કાપો મહારાજ;
દુષકાળ કરમે આવીયો, તગાવી લેવાને કાજ. ક૦ ૧૪
દુઃખ વેઠીને કાળ કાઢીયોરે, વર્ષ ઠીક તો દેખાય;
સરકારી દેવું ભરી રહ્યા, તોય ફેનસી ન જાય. ક૦ ૧૫
ગાય શીખેને સાંભળેરે, કળીયુગનો વીચાર;
દાસ ગંગારામ વીનવે, ધન્ય ભાખ્યુનો સાર. ક૦ ૧૬



# નરસીમહેતાની હુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી;
મારી હુંડી શામળીયાને હાથરે, શામળા ગીરધારી.—ટેક.
સ્થંભ થકી પ્રભુ પ્રગટીયા, વળી ધરીયાં નરસીંહ રૂપ;
પ્રહલાદને ઉગારીયોરે, વહાલે માર્યો હરણ્યાકંશ ભુપરે. શા. ૧
નેભાઆંથી બળતાં ઉગાર્યા, મંઝારી કેરાં ચાર બાળ;
ટીંટોડીનાં ઇંડાં ઉગારીયાંરે, હરી હેતે થયાછો રખવાળરે. શા. ૨
વાણીયાને વીમાસણ થયું, ન કર્યો માટીનો અહાર;
ખાંડણીયામાં મોબી ખાંડીયોરે, તમારી મરજી પ્રમાણે મહારાજરે. શા.
રાણાજીયે હઠ કરી, વળી મીરાં કારણ કાજ;
ઝેરના પ્યાલા રાણે મોકલ્યારે, વહાલો ઝેરના જારણહારરે. સા. ૪
ગંગેવ કેરે કારણે, વહાલે ચકર ધરીયું હાથ;
સુધનવાને કારણેરે, તમે તેલમાં થયાછો તતકાળરે. શા. ૫
શીબીરાજાની માટી છાએ, તોલ્યાં રાણી ખલી કર્યા શરીર;
ધર્મ કેરે કારણેરે, તમે કોલવા કારણ મહારાજરે. શા. ૬
ગજને વહાલે ઉગારીયો, વળી સુદામાની ભાગી ભુખ;
દોહલી વેળાના મારા વાલમારે, તમે ભકતોને આપ્યું ઘણું સુખરે. શા.
પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રુપતીનાં પુર્યા ચીર;
નરસી મહેતાની હુંડી સ્વીકારજોરે, તમે સુભદ્રાબાઇના વીરરે. શા. ૮
સાડાત્રણસો તીરથવાસીને, વળી રૂપીયા છે છ સાત;
વહેલા પધારજો દ્વારકારે, એને ગોમતી નાહ્યાની ઘણી ખંતરે. સા. ૯
તીરથવાસી સઉ ચાલીયા, વળી આવ્યા નગરની માંહ્ય;
આ શહેરમાં એવું કોણ છેરે, જેનું શામળશા શેઠ એવું નામરે. શા. ૧૦
સાડાત્રણસો ખોલડાં, વળી નાગર જુનાગઢ મોઝાર;
નાતમાં નથી મારે તુતરૂરે, મને નાતે દીધોછે તીરસ્કારરે. શા. ૧૧

રહેવા, નથી ઝુંપડી વળી, જમવા નથી જુવાર;
બેટા બેટી વળાવીયારે, મેં તો વળાવી ઘર કેરી નારરે. શા. ૧૨
અથ માર ગોપીચંદન ને, તુલસી હેમનો હાર;
સાચુ નાણું મારે શામળોરે, મારે દોલત ઝાંઝ ને પખાજરે. શા ૧૩
શેઠ તો દ્વારકાંપુરી વસે, શામળશા જેનું નામ;
હુંડી શીકારો શામળારે, મોહન પછે કરજો બીજું કામરે. શા. ૧૪
હું નથી મોટો લાખુપતી, નથી શેઠ શાહુકાર;
નરસીમહેતાની વીનતીરે, હું તો નાગરમાં છું કંગાલરે. શા. ૧૫
નથી બ્રાહ્મણ નથી વાણીયો, નથી ચારણ નથી ભાટ;
લોક કરેછે ઠેકડીરે, નથી સામળશા શેઠ એવું નામરે. શા. ૧૬
ધુતારે ધુતવીયા કરી, અમને કહેતું હતું બધું નામ;
ઠગારે કરી ઠેકડીરે, અમારાં પુર્વ જનમનાં પાપરે. શા. ૧૭
તીરથવાસી સઉ ચાલીયા, વળી આવ્યા નગરની બહાર;
વેશ લીધો વાલે વણીકનોરે, મારૂં શામળશા શેઠ એવું નામરે. શા. ૧૮
કાને કુંડળ ઝળહળે વળી, તેના તેજનો નહી પાર;
બાહે બાજુબંધ બેરખારે, હરી હૈયેછે હેમનો હારરે. શા. ૧૯
હુંડી આપો હાથમાં, વળી આપું પુરા દામ;
રૂપીયા આપું રોકડારે, માર શામળશા શેઠ એવું નામરે. શા. ૨૦
હુંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કીધાં કામ;
મહેતાજી વળી લખજોરે, મુજ વાણોતર સરખુ કાજરે. શા. ૨૧
હુંડી હાથો હાથ આપી, વાલે પુરી હૈયાની હામ;
નરસીમહેતાનો સ્વામી શામળોરે, વાલે નવખંડમાં રાખ્યું નામરે શા ૨૨

શ્લોક.

કુગ્રામ વાસે, કુલહીન સેવા, કુભોજનં ક્રોધમુખી ચ ભાર્યા ॥
પુત્રશ્ચ મુર્ખો વિધવાશ્ચ કન્યા વિનાગ્નીના ષટ દહંતી કાયમ ॥ ૧ ॥

આં પુસ્તક છપાવવામાં મદદ કરનાર અને સહાયતા આ-
પનાર મારા પ્રેમી ભકતોના નામની યાદી નીચે પ્રમાણેઃ—

રૂપીઆ . નામ.

૩૦ શેઠ હરગોવન વનમાળી મુ. મીઠા તથા વડોદરા.
૧૦ મહંતશ્રી મહાદેવપુરીજી રામપુરીજી મુ. ખારા અખાડો
૫ પંડયા હીરાલાલ ત્રીભોવન મુ. મીઠા
૫ જોશી ભોળાનાથ દયશંકર મુ. વડનગર.
૨ પટેલ ગોપાળદાસ શીવરામ મુ વડોદરા.
૨ પટેલ ચેલદાસ માધવજી મુ. મીઠા.
૨ ચો. ગમાનસીંહ દલસીંહ મુ. ખારા.
૨ ચો. બેચરભાઇ શવજી મુ. ખારા.
૨ દરજી મુળચંદ રણછોડ મુ. ધીણોજ.
૨ દરજી બાવા લલુ મુ. કંથરાવી
૨ મગન ત્રીકમ મુ. કંથરાવી.
૨ પા. પુંજીદાસ વરજદાસ મુ. દેવીપુરા.
૨ પા. પ્રભુદાસ રામચંદ મુ. દેવીપુરા.
૨ પા. ચતુરદાસ ઇછાદાસ મુ. દેવીપુરા.
૨ પા. ઇશ્વરદાસ ભુદરદાસ મુ દેવીપુરા.

એજંટ તરફથી સહાયતા.

૨ દવે જેકૃષ્ણ અંબારામ મુ. મીઠા.
૨ પંડયા મણીલાલ જેઠારામ મુ. મીઠા.
૨ પંડયા અમરતલાલ રાજારામ મુ. મીઠા
૧ પા. શવજીદાસ બાભાઇદાસ મુ. મીઠા.
૨ શેઠ પરસોતમ મગન મુ. મીઠા.

૧ પા. રામજીદાસ વનાદાસ મુ. મીઠા
૧ પી. છગન ભવાનદાસ મુ. મીઠા.
૪ સાધુ કમરદાસ હરભજનદાસ મુ. મીઠા.
૧ પા. ઇશ્વરદાસ માનદાસ મુ. મીઠા
૧ સુતાર હીરાલાલ પાનાચંદ મુ. મીઠા.
૧ સુતાર માનચંદ જીવરામ મુ. મીઠા.
૧ પા. ભુદર શીવજીદાસ મુ. મીઠા.
૨ પંડયા દલસુખરામ મગનલાલ મુ. મીઠા.
૧ પંડયા છગન વનમાળી મુ. મીઠા.
૧ રબારી ખોડા પુંજા મુ. મીઠા.
૧ લવાર અંબારામ કેવળ મુ. મીઠા
૧ લવાર બણુભાઇ પરસોતમ મુ. મીઠા
૧ લવાર મગન હરીભાઇ મુ. મીઠા.
૧ પા. અંબાલાલ ઉમેદ મુ. દેવીપુરા.
૧ પા. બેચર વીરમદાસ મુ. દેવીપુરા.
૧ પા. સીવીદાસ કેવળદાસ મુ. રૂપાલ.
૨ દવે રેવાશંકર સાંકળેશ્વર મુ. દેઉ
૧ પા. શીવીદાસ દ્વારકાદાસ મુ. દેવીપુરા.
૧ પા. ચતુર શંભુદાસ મુ. દેવીપુરા.
૧ પા. કીશોરદાસ દલાદાસ મુ. દેવીપુરા
૧ પા. કીશોરદાસ જોઇતાદાસ મુ. દેવીપુરા.
૧ રાત વીચા જેઠા મુ. મગુના
૧ પંચોળી પેલાદભાઇ જીવતરામ મુ. ખેરવા
૧ પાઠક સોમનાથ રણછોડ મુ. ગમનપુરા

૫ વ્યાસ માણેકલાલ જીવરામ મુ. વણોજ.
૨ પંડ્યા મણીલાલ મોતીરામ મુ. વસઈ.
૨ ભટ મણીલાલ પુરૂષોતમ મુ. પાટણ.
૧ પા. ચેલભાઇ માધવદાસ મુ. ગણેશપુરા
૨ માસ્તર પુરૂસોતમ કાશીરામ મુ. સાંથળ
૨ વૈદ્ય ઉમેદરામ મગનલાલ મુ. દેઉ.
૨ શેઠજી ભગવાનદાસ ગંગારામ મુ. કુણઘેર
૨ મહંતશ્રી માધવદાસજી મંદીરમાં મુ. કુણઘેર.
૫ દવે લક્ષ્મીનારાયણ અંબારામ મુ. મીઠા.
૫ શેઠજી સોમચંદ ક્રમચુભાઈ મુ. વણોજ વાયા માંડેળ
૨ તરવાડી મોહનલાલ હરગોવન મુ. ગમનપુરા
૨ ટપાલ માસ્તર છગનલાલ પુરસોતમ મુ. દેકાવાડા
૧ દેવે ભાઇશંકર અંબારામ મુ. મીઠા.
૨ દવે કુર્ણાશંકર જેચંદ મુ. નદાસ.
૨ તરવાડી હરીલાલ લખમીરામ મુ. પાલજ.
૨ દવે દયાશંકર લજારામ મુ. મેમણા.
૧ દવે આતમારામ માધવરામ મુ. દેઉ.
૧ પટેલ ચેલદાસ માધવદાસ મુ. ગણેશપુરા
૫ રા. રા. શેઠજી પ્રાગજી સુરજી મુ. મુંબઇ બંદર.
૫ રા. રા. શેઠજી ચત્રભુજ મોરારજી મુ. મુંબઇ બંદર.
૫ રા. રા. રા. શેઠજી રમણલાલ કેશવલાલ મુ. રંગશાળા મુ. પેટલાદ
૫ રા, રા. શેઠજી પ્રભુદાસ સુરચંદભાઇ મુ. ખેરવા.
૨ પંડ્યા મણીલાલ દેવરામ મુ. મેઠા.
૨ પંડ્યા નારાયણ અમથારામ મુ. મહેસાણા.

આ શ્રી અંબિકા વિજય નવિન સલોખા સાથે છપાવામાટે જે મારા પ્રેમી ભક્તોયે મને ઘણા હેતથી મદદ કરી છે ને ઘણી હીમ્મત આપી આવા કાર્યમાં જે સહાયતા આપી છે તેમનો આ સ્થળે મારો ઘણો આશીરવાદ છે ને માતાજી તેમના રોજગાર ધંધો ને આયુષ્યનો વધારો કરે. બોલો અંબે માતકી જે. અંબાજી જીર્ણોધારમાં મદદ કરવા માટે આ નામોની ખાસ વીખ્યાતી આપેલી છે.

---

# જાહેર ખબર.

આ ચોપડીની અંદર બહુ આનંદકારી અંબાજીના ગરબા અને રૂક્ષમણી હરણનો સલોખો ને વરસના કુંડળીયા અને દેશી ગઝલોથી ભરપુર બનાવવામાં આવી છે અને પખાજમાં ગાવાની ગરબીયો પણ દાખલ કરી છે એજંટ ઉપર પત્ર લખવાથી મોકલવામાં આવશે. સીલીકમાં ચોપડીઓ એજંટને સોંપવામાં આવી છે. મંગાવનારે લખવું જેથી તાકીદે મોકલવામાં આવશે મંગાવનારે પોતાનું સીરનામું ચોકસ લખવું જેથી ભુલ થાય નહી. મોકલેલી ચોપડી પાછી લેવામાં આવશે નહીં. કીંમત રૂ. ૦—૪—૦ ટપાલ ખર્ચ જુદુ પડશે.

મેનેજર દેવીભક્ત.
દવે ગંગાશંકર અંબારામ
મુ. મીઠા, પોસ્ટ બલોલ.
તા. મહેસાણા
ઠે. કુંભારવાસજોડે રાજમાર્ગ

અમારૂ સીરનામું
એજંટ.
દવે જયકૃષ્ણ અંબારામ
મુ. મીઠા પોસ્ટ બલોલ
તાબે મહેસાણા
ઠે. કણબીના માઢમાં.

# શ્રી અંબીકા વિજય નવિન.

## જાહેર ખબર.

સનાતની ધર્મચુસ્ત ભાઈઓને વિનંતી કે, સર્વે શ્રીમંત સદગૃહસ્થોને આ વિજ્ઞપ્તિ પત્રથી ખબર આપું છું કે, કડી પ્રાન્ત તાલુકે મહેસાણાથી પશ્ચિમે પાંચ ગાઉ ઉપર દેવીપુરા નામે ગામ છે, તેની પુર્વ તરફ તળાવ છે; તેના ઉપર પ્રાચીન શ્રીઅંબાજીનું પ્રસિદ્ધ સ્થાન છે, તે ઘણું પ્રાચીન હોવાથી ઘણું જીર્ણ બની ગયું છે. ને ત્યાં અહરનિશ આવનાર દેવી ભકતોને બહુજ રહેવા કે વિશ્રાન્તી લેવાની અડચણ પડે છે, તેથી ત્યાં તદન નવુંજ તમામ સગવડવાળુ ધર્મશાળા સાથે મજબુત કામ કરવા અમારો વિચાર શ્રીજીની કૃપાથી થએલો છે તો તેમાં રકમ રોકવાની જરૂર છે, તો તે રકમ શ્રી જગદંબાના પરમપ્રેમી ભકતોની મદદથી તથા શ્રીમંતોના આશ્રયથી કામ કરવું છે તો સર્વે દેશી ભાઈઓને મારી વિનંતિ એટલીજ છે કે આપને જે બુદ્ધી શ્રીજીએ આપેલી હોય તે બુદ્ધિએ કરી શ્રી જગદંબાના સ્થાન સંબંધી આ કામમાં કાંઇ પણ દ્રવ્ય અર્પણ કરવું તે તમારી ફરજ છે. આ સ્થાન ઘણુંજ ચમત્કારીક તથા ઘણા ભકતોના કામકાર્ય થએલાં છે, તે વાત અનુભવસીદ્ધ છે અને તે સંબંધી ઘણા દાખલા અમે જોએલા છે, તો આપનાથી જે મદદ બને તે શ્રીજીને અર્પણ કરી પ્રાર્થના કરવી. અમારા તરફથી શ્રી અંબિકા વિજય નવિન તૈયાર છે.

કિંમત ०—४—०

મુ. દેવીપુરા.
વતન મીઠા પોસ્ટ મલોલ.

દેવી ભક્ત મેનેજર,
હવે ગંગાશંકર અંબારામ.

( તાંબાની તોલડીને કાગનો વઘાર ) એ રાગ.

દીવામાં દીવેલ ખુટયું, હવે કેટલી વાર.
મુરખા મનમાં વીચાર ૧

તું જાણે હું જથાવાળો, પુત્ર ને પરીવાર;
ઓચીંતાની આવી જાશે, જમડા કેરી ધાડ.
મુરખા મનમાં વીચાર. ૨

તું જાણે હું સુરો થઇને, બાંધું તલવાર;
માથા ઉપર મરણ ભમે, ઢાંપી રહ્યો કાળ.
મુરખા મનમાં વીચાર. ૩

જુવાનીનું લટકું, જોબન દહાડા ચાર;
માયામાં મસ્તાન થઇને, છોગાં મેલે ચાર.
મુરખા મનમાં વીચાર. ૪

ઉંચાં મંદીર માળીયાં, ગોખોનો નહી પાર;
દરેકમાંથી પ્રાણ છાંડયા, કાઢો ઘરની બાર,
મુરખા મનમાં વીચાર. ૫

લીલા વાંસની પાલખી, શ્રીફળ બાંધ્યાં ચાર;
દર્ભવતી તાણી બાંધ્યો, ઉંચકનારા ચાર.
મુરખા મનમાં વીચાર. ૬

સમશાને ચીતા ખડકી, છાતી ઉપર ભાર.
સોના જેવી દેહ તારી, બાળી કરશે ખાખ,
મુરખા મનમાં વીચાર. ૭

એવું જાણી ચેતી લેજો, દહાડા છે બે ચાર,
સીતારામનું સમરણ કરો, ઉતારે ભવપાર;
મુરખા મનમાં વીચાર. ૮

## જાહેર ખબર.

સનાતની ધર્મચુસ્ત ભાઈઓને વિનંતી કે, સર્વે શ્રદ્ધાળુ સદગૃહસ્થોને આ વિજ્ઞપ્તિ પત્રથી ખબર આપું છું કે કડી પ્રાંત તાલુકે મહેસાણાથી પશ્ચિમે પાંચ ગાઉ ઉપર દેવીપુરા નામે ગામ છે તેની પુર્વ તરફ તળાવ છે તેના ઉપર પ્રાચીન શ્રી અંબાજી માતાજીનું પ્રસિદ્ધ સ્થાનછે તે ઘણું પ્રાચીન હોવાથી ઘણુંજ જીર્ણ બની ગયું છે. તે ત્યાં અહર્નીશ આવનાર દેવીભકતોને સહુજ રહેવા કે વિશ્રાન્તી લેવાની અડચણ પડેછે તેથી ત્યાં તદ્દન નવુંજ તમામ સગવડવાળું ધર્મશાળાનુસાર મજબુત કામ કરવા અમારો વિચાર શ્રીજીની કૃપાથી થએલોછે કે તેમાં રકમ રોકવાની જરૂર છે તો તે રકમ શ્રીજગદંબાના પરમપ્રેમી ભકતોની મદદથી તથા શ્રીમંતોના આશ્રયથી કામ કરવુંછે તો સર્વે દેવી ભકતોને મારી વિનંતિ એટલીજછે કે આપને જે બુદ્ધી શ્રીજીએ આપેલી હોય તે બુદ્ધીએ કરી શ્રીજગદંબાના સ્થાન સંબંધી આ કામમાં કાંઇ પણ દ્રવ્ય અર્પણ કરવું તે તમારી ફરજ છે આ સ્થાન ઘણુંજ ચમત્કારી તથા ઘણા ભકતોના કામ કાર્ય થએલાં છે તે વાત અનુભવસીદ્ધછે અને તે સંબંધી ઘણા દાખલા અમે જોએલા છે તો આપનાથી જે મદદ બને તે શ્રીજીને અર્પણ કરી પ્રાર્થના કરવી. અમારા તરફથી શ્રી અંબીકા વિજય નવીન તૈયાર છે. કીંમત ૦—૪—૦

દેવી ભકત

દવે ગંગાશંકર અંબારામ મુ. દેવીપુરા,

વતન મીઠા પોસ્ટ બલોલ ઉતર ગુજરાત.